# શ્રી ભજન ભૂષણ

તથા

# ભક્તિ ભૂષણ.

યોજક


વ્યાસ દયારામ રતનસિંહ શ

ઉર્ફે

મન્નુ મહારાજ.



પ્રકાશક

પંડિત, વલ્લભભટ્ટ રતનસિંહ

નિવાસી-કચ્છ, મુન્દ્રારોડ

બીજી આવૃત્તિ.

મુંબઇ-માંડવી, ડુંગરી સ્ટ્રીટ ઘર નંબર

આવેલા "સ્વધર્મનિષ્ઠ" પ્રેસમાં ગિરિજાશ

દ્વિવેદીએ છાપ્યું.

સંવત ૧૯૬૮. સને

કિંમત રૂપિયો એ

# શ્રી ભજન ભૂષણ

તથા

# ભક્તિ ભૂષણ.

યોજક

વ્યાસ દયારામ રતનસિંહ શર્મા

ઉર્ફે

મસુ મહારાજ.

પ્રકાશક

પંડિત, વલ્લભજી રતનસિંહ શર્મા

નિવાસી-કચ્છ, સુમરારોહા.

બીજી આવૃત્તિ.

મુંબઇ-માંડવી, ડુંગરી સ્ટ્રીટ ઘર નંબર ૩૫૦-૫૨ માં આવેલા "સ્વધર્મનિષ્ઠ" પ્રેસમાં ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદીએ છાપ્યું.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કિંમત રૂપિયો એક

# આ પુસ્તક મળવાનાં સ્થળો.



૧ વ્યાસ—દયારામ રતનસિંહ શર્મા—બહારકોટ વડ ગાદી, દરીઆસ્થાન ગલીમાં જેઠા ધનજીના ઘરમાં બીજે માળે—માંડવી-મુંબઈ.

૨ પંડિત, વલ્લભજી રતનસિંહ શર્મા—બહારકોટ વડ ગાદી, દરીઆસ્થાન ગલીમાં, નશુ શામજીના માળામાં—માંડવી-મુંબઈ.

૩ જોશી ધારશી રતનશી શર્મા પાઘડીવાળા—કોટ, હોળી ચકલો, પોતાની દુકાને.

૪ બુકસેલર ઠા૦ વસનજી હરીરામ
પુલ સામે-માંડવી-મુંબઇ.



# બીજી આવૃતિની ભૂમિકા.

ભજન-ભુષણ તથા ભકિત-ભુષણની પ્રથમાવૃતિ વિ. સંવત ૧૯૬૩ માં પ્રગટ કરેલ હતી તે શિલકમાં ન રહેતાં ગ્રાહક મહાશયોની માગણી જોઇ આ બીજી આવૃતિ પ્રગટ થવાનો સમય ઇશ્વર કૃપાથી થયો છે. માટે સર્વાધાર પ્રભુનો ઉપકાર શુધ્ધ અંતઃકરણથી માનીયે છૈએ.

વ્યવહારીક ઉપાધીથી સમય કરતાં પ્રગટ થવામાં ઘણો વિલંબ થયો છે તથા ધારણા પ્રમાણે પુસ્તકનો કદ વધારી શકયા નથી. તે માટે કદર દાન ગ્રાહકો દર ગુજર કરશે.

પ્રભુના શરણે જાવામાં શાસ્ત્રોમાં અનેક ઉપાયો છે તેમાં ઇશ્વરના કીરતનમાં લીન થઇ પ્રભુ પરાયણ થાવું એ અત્યુત્તમ અને સુરલભ પ્રકાર હોતાં સર્વ સામાન્ય વર્ગ તેનો લાભ લઇ શકે છે. અને પરમેશ્વરમાં મન સ્થિર રાખી શકે છે.

આધુનિક ભજનો-કીરતનો, પદોના પુસ્તકો બહુધા પ્રગટ થાએ છે. તેથી પણ અધીક વધારો થાઓ તેમજ જન સમાજનો તેના પર પ્રેમ વૃધ્ધિ પામો.

કચ્છી પ્રજામાં પુસ્તકો પ્રગટ કરવાનો સાહસ ન્યુન છે તેથી કેટલાક કચ્છી મહાત્માઓ તથા વિદુષી વનિતાઓના પદો કંઠસ્થ હોતાં તે મરણ સુધાં બહાર ન પડતાં એમજ ગત થઇ જાએ છે. અને અમુલ્ય ભજનો નષ્ટ થઇ જાએ છે માટે સખેદ કહેવું પડે છે કે તેવા પદો વિગેરે સંગ્રહ કરી જન સમાજ સમક્ષ રજુ કરતાં કચ્છી પ્રજા કદર દાન છે તે કદર કરશેજ.

સં૰ ૧૯૬૯ — દયારામ શર્મા.



શ્રીગણેશાય નમઃ

# શ્રી ભજન ભૂષણ.

## મંગલાચરણ-અલંકાર ૧ લું.

### શ્રી ગણપતીની પ્રાર્થના.

રાગ-ખંભાત-અમરફલ આપ્યું-એ ચાલ.

ગણપતી ગાઉં તનમન ધન વારીરે,
વિઘ્નહરો હું તો જાઉં બલિહારીરે—ટેક.
સાહ્યતા માગુંછું તારી મોદકના આહારીરે.
ગજનું વદન શોભે મુષકની સ્વારીરે. ગણ૦ ૧
રિદ્ધિ સિદ્ધિ તો બીરાજે મહાસુખ કારીરે,
માતછે ઉમાજી તારે તાત ત્રિપુરારીરે. ગણ૦ ૨
કથન કરૂંછું વાણીયો સુવિચારીરે,
ગુણ હું હરિના ગાઉં પ્રેમ મન ધારીરે. ગણ૦ ૩
કરૂણા કરીને વિનતી લેજો સ્વીકારીરે,
રાઘવની અલ્પ બુદ્ધિ દેજે તું સુધારીરે. ગણ૦ ૪

## પ્રભાત સંગ્રહ.

રાગ—ભૈરવી—ઠુમરી

પ્રાત સમે ઉઠી જનક નંદની ત્રીભુવન નાથ જગાવે,
જાગો નાથ મમ પ્રાણ પિઆજી, ભૂપતિ ભવન બોલાવે.
પ્રાત૦ ૧

હસ્ત કમલશે ચરણ પલોટે, લેલે ધ્રગન લગાવે,
જો પત પરશત ગૌતમ ગરણી, પરમ અભય પાવે.
પ્રાત૦ ૨

ઓરકી માલ ગલે મોતીયનકી કર અંગઠી શીર જાલી,
ગુગરવાડી અવખજ બદનપર, પગરીકો પેચ સંભારી.
પ્રાત૦ ૩

કનક કલશ જારી ભરી લાવે, દાતણ દાન કરાવે,
કમલનયન નિરખી રામજીકો, આનંદ ઉર ન સમાએ.
પ્રાત૦ ૪

સબ સંતનકી એહી વિનતી, અને ચાતુર વચન સુનાવે,
તુલશીદાશ પ્રભુ તમારે મીલનકું, હીરખંનીરખ જશ ગાવે. પ્રાત૦ ૫

રાગ—એજ

તુમશેં મેરો મન લાગ રહયો, તુમ જાગો બંશીવાલા—
ટોઢ.

વનકી ચણીઆ ચુણચુણ બોલે, પીછે જગ સંસારા,

રૈન બીતી અબ ભોર ભયોરે, ગર ગર ખોલ કમાડા.
તુમ૦ ૧

ઘર ઘર ગોપી મહી વિલોવે, કંકણુકા ઠમકારા,
દહી દુધકા ભરેઆ કટોરા, શાકર બુરા ઢારા. તુમ૦ ૨
દીન ઊગોને ઉઠ ચલે હેં, સંગ લીહે ગોવાલા,
ગોવાલ બાલ સબ દ્વાર ખડે હૈં કરતે જયજયકારા.
તુમ૦ ૩

શીવ સનકાદીક ઓર બ્રહ્માદીક, ચરણકમલ ચીતધારા,
સુરદાશ પ્રભુ તમારે મીલનકું, ભજન ભરોંશા તારા.
તુમ૦ ૪

રાગ-એજ

મોયે કૃપા કીજે કાના, મોયે કૃપા કીજે,
કૃપાકે નિધાના કાના, મોહે કૃપા કીજે. ટોઢ૦
કૃપા કીધી સુદામે, ભાવેકી ભેટ લીનીરે,
અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધી, દાન પર દીધીરે, કૃપા૦ ૧
કૃપા કીધી દ્રુપદા રાણી, જુગાજુગ વાતું જાણી,
દ્રુપતિકું ચીર પુરાયાં, એસો દાન દીજેરે. કૃપા૦ ૨
કૃપા કર વિદુરગર ભાવે ભાજી પાઇરે,
ભય હરેઆ શાક થયાં, વાતું તાં વંચાઇરે. કૃપા૦ ૩
કૃપાકે નિધાના કાનો, અબ મોરે બીડે આવો,
સુર સ્વામી કહે પ્રભુ, એસો દાન દીજેરે. કૃપા૦ ૪

રાગ—એજ

પ્રભુ ગુણ ગાઓ પ્યારે, હરી ગુણ ગાઓ,
દીનાનાથ પ્રભુકે ગુણ ગાઓ. ટેક.
ભગત વત્સલ પ્રભુ, અધમ ઓધારણ,
સ્યામ સકલ જગ, કરત કલ્યાણ. પ્રભુ૦ ૧
નારદ બ્રહ્મા બેન બજાવે, સુરજન મુનીજન તુજ ગુન ગાવે. પ્રભુ૦ ૨
પ્રભુ સ્મરણમેં, ધ્યાન ધરો જન,
તન મન ધન દઈ, કરોને ભજનરે. પ્રભુ. ૩
વિપ્ર કુંવરજી કહે, મુખથી ઉચારીરે,
પ્રભુ ગુણ ઉપર, જાઉં બલે હારીરે. પ્રભુ. ૪

રગ—એજ,

પ્રાતઃ સમે રઘુવીર જગાવે, કૌશલ્યા માતારી,
ઉઠો બાલજી ભોર ભયોહે, મુનીજન મન હિતકારી. ૧
બ્રહ્માદિક ઇંદ્રાદિક દેવ, રૂષી સનકાદિક ચારી,
બ્રહ્મા વેદકી ધુની લગાવે, રઘુકુળ જશ વિસ્તારી. ૨
બંધીજન ગાંધ્રવ ગુણ ગાવે, નાચે દે દે તારી,
સેન સહિત સબ દ્વારે ઠાડે, હોત કળાહળ ભારી. ૩
ભરત શત્રુઘન ચમર છત્ર લીએ, જનક સુતાલે જારી,
મેવા પાન લીએ કર લછમન, ભર કંચનકી થારી. ૪
સુન પ્રીયે ઉઠે રઘુનંદન, લોચન પલક ઉગારી,
ચિતવન અને કીયે મુરારી, આનંદ ભયે નરનારી. ૫

ફુરીયો સ્નાન દાન નૃપ દીનો લલાટ તિલક સંભારી,
જેજેકાર કરત બન માધો, તન મન ધન બલીહારી. ૬

રાગ—એજ

રાજને ભરોંશે મેતો સારી રેન જાગી, રેન સારી જાગી
પ્રીયા મેંતો રેન સારી જાગી. રાજ૦
મિંદરથી મોરારી ચાલ્યા અરધી રેન ભાગી,
વાટું જોતાં વેરણાં વહી ગયાં, બોલ્યા કુકડ કાંગી. રા. ૧
માથાની પાગલડી મારી, મોવન ગયાંછે માગીરે,
લાજ રાખી લાલજીની, વાલો થયાં વેરાગી. રા. ૨
સુતા અમને શેરીએ મેલ્યાં, સાચકો સોહાગીરે,
કેસું ત્યારે કડવા થાસું, ભુધર ગયાછો ભાગી. રા. ૩
ગોફલીઆમાં ભેરા રમતા, શામાં મલ્યા શોહાગીરે,
પહેલવેલી પ્રીત બાંધી, પછી ગયાંછો ભાગીરે. રા. ૪
ગોરેઆંરે ગોકુલના લોકો, નંદે દહાડે દહાડે,
મલ્યારે ભાણાનાં સ્વામી, ભ્રાંતો સરવે ભાગી. રાજ૦૫

રાગ—એજ

પ્રીતમ પ્યારા પ્રભુ, મંદરીયે પધારો,
મંદરીયે પધારો, પ્રભુ મંદરીયે પધારો. ટોઢ.
દાતણીઆ કરાવું વાલા, મારા નાથજી દયાલું,
જમનાનું નીર ભરી, ચરણ પખારૂંરે. પ્રભુ. ૧
પંચારે અમૃતનું, સ્નાન કરાવુંરે,
કેશર કુંમ કુંમ ચંદન, ચડાવુંરે. પ્રભુ. ૨

પુષ્પ સુગંધી માળા વાલાને અરપાવું;
મન આનંદ કરી આરતી ઉતારૂં. પ્રભુ. ૩
બહુ વિધ વિધના ભોજન મગાવુંરે,
હેતથી રશીલા વાલાને આરોગાવું. પ્રભુ. ૪
પાન સોપારીનો બીલડો ધરાવું,
માંહે લવીંગી તજ એલચીં મગાવુ પ્રભુ. ૫
વિપ્ર કુંવરજી નિત્ય તુમ ગુણ ગાયો,
શીશ નમાવી મન આનંદ થાયો. પ્રભુ. ૬

---

## પદ સંગ્રહ-અલંકાર ૨ જું.

રાગ—ઠુમરી

જુઠું જુઠું જીવતર ખરૂં જાણમાંરે, જુઠું જુઠું ટેક.
જુઠી જનની જુઠી માયા જુઠી મોહ ભરેલી માયા.
કાચ કુંપોછે કાયા મમતા તાણ માંરે. જુઠું જુઠું ૧
સહાયતે છત કેની છાજી. તેદે ખોશું થૈયે રાજી,
આતશબાજી આશા લાંબી આણુમાંરે. જુઠું જુઠું ૨
ગગને જાસ્યો ગગન ગોટો, પાણીમાં પ્રગટયો પરપોટો
ખેલ બધો એમ ખોટો, મુરખા માણયમાંરે. જુઠું જુઠું ૩
ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાંરે,
નરક ભરયું નવ દ્વારે વપુ વખાણયમાંરે જુઠું જુઠું ૪
ફેલ કરીને ફોગટ ફટકયો. ઇસ્વરને ચરણે નવઅટકયો.

ભેદ વિનાનું ભટકયો ચારે ખાણમાંરે. જુઠું જુઠું ૫
પરખી લેને પુરૂશ પુરાણી, જગમાંથી ગુણજોને જાણી.
પૃથ્વીમાં જેમ પાણી ઠરે, નીચાણમાંરે. જુઠું જુઠું ૬
જાગ્યેતો જગજીવન જાગ્યે, નાચેતો હરિ આગળ નાચે.
રૂષિરાજ કહે રાચે, સંત સવાણયમાંરે. જુઠું જુઠું ૭

રાગ-એજ

ગોવિંદ જાણ્યાં વિનાતે વરસ ગાળીયાંરે. ગોવિંદ ટેક
ગળે પાર બાંધી જમગી હેશે, કાપો કાપો મુખથી કહેશે
રંગ ભરેલા રશે, મંદિર માળીયાંરે. ગોવિંદ. ૧
સુરો પુરો સુરાપાને, કૃષ્ણ કથા નવ ગોઠે કાને;
ભજની જન ભગતાને ખળતે બાળી આરે, ગોવિંદ ૨
હઈયામાં નવધર્યા હરિને ભુંડાઇ હોરી ઝાઝી ભરીને;
દયા વિનાતે દાન કરીને બાળીયાંરે. ગોવિંદ.
અડબંગાઇમાં ઉમર આખી, નરતન ચિંતામણીખોઇ-
નાંખી
રૂદિયા મધ્યે રાખી તીખી વાળીયાંરે. ગોવિંદ. ૪
ધર્મરાજેની આગળ ધરશે, ત્યાં તારા ગાતર થર થરશે
ક્રોધી જમડ કરશે અરે ઇંડાળીઆંરે. ગોવિંદ. ૫
મરણ ઘાતતો નહિ મટવાની જાગીજો નથી વાંરજાવાની
સાથે નાવે વાલ સવાની વાળીયાંરે. ગોવિંદ. ૬
વસ્રભુષણ લુંટી લેશે, બહાર જઇને વાળો દેશે;
રૂષિરાજ કહે ડાટિયાં રહેશે રાળીયાંરે. ગોવિંદ. ૭

રાગ—એજ

રટવા રટવા લાગ્યો છે, તું તો રામનેરે. રટવા રટવા
બીજું સુખ જોઇને બળમાં, વેદ વગરની વાતો વળમાં;
ચિત્ત વિષેનું ચળમાં દેખી દામનેરે. રટવા. ૧
પંચ વિષય લાગેછેપ્યારા, જતા રહ્યા કોટી જનમારા
તુંસમજીને કરીલે તારા કામનેરે. રટવા. ૨
કૈક જનમ તેં કેરજ કરિયા દેખ્યા તેથી દુખના દરિયા.
આવભવ સુખ ભરિયા સેવે શામનેરે. રટવા. ૩
અરે હવે નવ અરજ ઊથામે ઝરણા રાખી ઇરખા જામે.
પુરણ આનંદ પામે વૈકુંઠ ધામનેરે. રટવા. ૪
કાળ મુકે નહિ ક્રોડ પતિને, જોશી ડોશી વૈદ જતીને,
શંખણી અને સતીને કુકમચી હજામનેરે. રટવા. ૫
ચાર ઘડી કેરૂં નરતન વણ સમજેથી નડીયું
પડશેકે તન પડયું જવું છે ગામનેરે. રટવા. ૬
રૂષિરાજ વાણી કર વહાલી ચેત અરે જાવું છે ચાલી.
ખોઇશમાં તું ખાલી ઓઠ જામનેરે. રટવા. ૭

રાગ—એજ

લાગી લાગી હરકતો લોક લાજનીરે. લાગી લાગી
એ માટે વિસરયા અવિનાશી, વિશ્વંભર વૈકુંઠવાસી.
ખબર જુવેછે ખાશી, હરજી આજનીરે. લાગી લાગી ૧
ભરમાઇશમાં દોલત ભાળી, રૂપા કેરી ખાટ રુપાળી;
વાલ તણી વાળી નથી તારા કાજનેરે. લાગી લાગી ૨

કાયા માયા કાચી કેવી દેવ દહીત નવ રાખે દેવી;
ઝુપડી સણાવી જેવી સુની છાજનીરે. લાગી લાગી ૩
લાખો જેનમધરીને લોટચો, હિધિહતી ત્યાંમહોતે દાટચો
ચકલા ઉપર ચોટચો જેવી બાજનીરે. લાગી લાગી ૪
આવ્યો તો તું લાભજ લેવા કામ કરયાં તે ઊલટા કેવાં;
સદાય કરજે સેવા સંતની સમાજનીરે. લાગી લાગી ૫
સંતપુરૂષના શબ્દ સહે નહિ દોષ ભિતરના તેથી દહેનહિ
રૌકી ગંધ નહિ જેવીપ્યાજનીરે. લાગી લાગી ૬
અંત સમે જમડા આવી લો રહેવું પડશે વદને વીહીલે
શીખામણ સમજી લ્યો રુષિરાજનીરે. લાગી લાગી ૭

રાગ-એજ

કાચું કાચું જીવન સાચું જાણમાંરે. કાચું કાચું ટેક
સ્વપ્ના જેવી સાહેબી રાચી તેમાં શું રહયો છે માચી,
ભેદ વિનાનો ભટકયો, ચારે ખાણમાંરે. કાચું૦ ૧
બાજી ગરની બાજી જેવી, જગની માયાશોછે તેવી,
ખેલ બન્યોછે ખોટો, ખરો પિછાણમાંરે. કાચું૦ ૨
કાલે કર જાણ્યો નથી યાવત, પ્રભુ ભજીલે મનવા તાવત
આતશબાજી આશા લાંબી તાણમાંરે. કાચું૦ ૩
નીયમ નહિ મૃત્યુનો કયારે, અણ ચિંતવ્યો તે આવે જયારે,
ત્યારે મોટી થયેજ પીડા, પ્રાણમાંરે. કાચું૦ ૪

રાઘવ તું રટ નામ પ્રભુનો, અભિમાન છોડીદે મનનો
નાશ વંત વસ્તુને ફોકટ, માણુમાંરે. કાચું૦ ૫

રાગ-એજ

મિત્રો વાત કહુંછું સાચી સમજો વિનતી મારી એ
સમજો વિનતી મારીએ, સમજો વિનતી મારીએ મિત્રો.
કામ કળામાં કુશળ થઇને, કર્યો નારીથી નેહ,
નારી પ્યારી સંગ ન આવે, અંતે અળગી તેહ. મિત્રો૧
માત ઉદરથી જનમ લેઇને સુકત કરવો સોહે,
હરી હરી મુંખથી સમરણ કરીલે સુખનો સાથીએ. મિત્રો
જન્મ મરણથી એજ છોડાવે, બીજો નહીં ત્યાં કોએ,
દયારામ દીલમાં ડરીને પ્રભુ ચરા ચર જોએ મિત્રો૩

કંથ બીન રહી એકલી મોરે જાન-એ-રાગ

એકદીન ચલી જાવેગી એહી જાન,
મત કરના અભિમાન. એકદિન ચલીજાવેગી એહીજાનટેક
મિત્રન કીજે મતલબી, મત કર મુરખ સંગ;
મતકર હેત હેવાનસેં કરત ભજનમેં ભંગ. એકદિન ૧
એસા મિત્રન કીજીએ, જોબીપત પડે ભગ જાએ;
જબલગ મતલબ હોતહય, તબલગ પ્રેમ બતાય એકદિન૨
કાગા કયા કેવું ધન હરે કોયલ કયા કછું દેત,
મધુર બચનકે કારણે, જગત મિત્ર કરી લેત એકદિન૩
મન જાનત હર દુર હય, હર હય હીરદે માહિ;

ભીતરતૂ તાટી કપટકી, તાંસે સુજત નાહી. એકદિન૪
કામ ક્રોધ મધ લોભકી, જબ લગ મનબેં ખાન,
ઓર કુંછું સુજત નહીં મન રહે મદન ગુલતાન એકદિન૫
જાનતહેં રહેનાં નહિં મરના બીસ વાવીસ,
દો દીન દુનિયાં કે લીએ, મત ભુલો જગદીશ એકદિન૬
પ્રભુતાતે લઘુ તાબડી, પ્રભુ તાતે પ્રભુ દુર
કીડી સકર લે ચલી, હસ્તી ડારત ધુર. એકદિન૭
મનુષ વિવિધ ઓષધ કરત, વ્યાધીન છાંડત સાથ.
ખગ મૃગ બસત આરોગ્ય બન, હરી અનાથકે નાથ.
એકદિન ૮
બદા મનમે ફુલકે. કરતા બહુત ગુમાન;
સમજત અપને દીલસોં ફિકર હોતા કયોઅજાનએકદિન
આગે દીયાસો મીલગયાં ફિર કરના કયોં અફ્રશોશ;
બીના દીયે કહાંસેં મીલે, દે કયોં દેવકો દોષ એકદીન૧૦

હરિગીત છંદ

અહોતું પ્રભુ જગના વિભુ ભવ તાપ હારણુ નામછો.
અખી લેશ આદય અનાદી રૂપ વિશ્વમાં વિખ્યાતછો;
કલ્યાણુ કારક વિશ્વ પાલક દુઃખ નિવારણુ મહાપતિ
જય પતિત પાવન પાપ મોચન અકલગતિ અવનિપતી૧
જય જીવ જગપતિ જગ્તમયને સકલ જય જશકારીછો,
ચર અચર પતિ સહુ દિશીવિશે અતીરુપ નિશ્ચલધારીછો

ખરેખાત ખુબ ઉદાર વળી કાર્ય વહુ સિદ્ધ કારીછો,
કરૂણા નિધાન કૃપાલુ કેશવ અખીલભવ દૂઃખ હારીછો. ૨
કૃપાલુ શ્રી પરમેશ્વરા તું અતિ ઘણો ઉપકારીછો,
પરમાત્મ પુંરૂષોતમ પ્રભુ હરી સર્વ સંકટ હારી છો.
તું માતને વલી તાત ભગની ભ્રાતછો તુ. અમતણો,
તુજને નહીં સંભારતાં દુ;ખ ભોગવ્યું છે અતિ ઘણો ૩
ઓ જગતના કરનાર પ્રાણાધાર અવિનાશી પ્રભુ,
વળી શુંભ કળા શોધી કરી, લેવા સુ લાભ ભવિષ્યમાં,
રાઘવ તણાં હૃદય વિષે આભાસ આપો વિસ્વમાં ૬
કાપો અમારા કષ્ટને દુઃખને વિદારી શ્રી વિભુ;
સર્વ વ્યાપક પ્રણત પાલક તાત જગ કરૂણા કરો,
અજ્ઞાન મારૂં અતિઘણું, ત્વરી તે કરીને તે હરો ૪
ટાળો અનિતિ સર્વને કલેશે કરી દુઃખ દાઇ જે,
વળી સરલ સુજ્ઞ વિચાર ભક્તિ પુર્ણ રીતે પ્રેરજે,
કીર્તિ પ્રકાશે જગતમાં સન્મતિ નિત્ય વધારજો,
ઓ વિશ્વનાં કરતાર મારી અરજ આ સ્વીકારજો. ૫
સ્થાપો સુસંગતણાં સદા આપો સુસંપતિ શોભતિ;
કાપો કુસંગ કુટીલતા, દુગ્ધા ભરી જે છે મતી

રાગ—મરશીઆ—દેખો પાણીને ગમકા મચાયા. એ ચાલ.

શહેવો પડશે આ કાળનો જપાટો,
કાયા માયાછે ધુળનો ધમાટોરે ભાઇ; શહેવો ટેક

કામ ક્રોડીલા રૂપમાં ન ખામી ;
નારી સંગમાં રહ્યું છે મન જામી
કાળ આવશે ઓચીંતો હરામીરે ભાઇ. શહેવો० ૧
પીડા આવેછે અંગમાં ઝાઝી,
દામ ખરચી દવાઓ લાવે તાજી,
કાળ માને નહિ તોએ પાજીરે ભાઇ. શહેવો० ૨
મોહ માયાથી હરીને ભુલી ગયો,
મરણ સમયે કહેશે રામને ભજીલ્યોઃ
ત્યારે રસનાથી જોય નવ બોલ્યોરે ભાઇ. શહેવો०૩
પ્રથમ જાણ્યુંકાં નહીં તારા મનમાં
પ્રીત કરી નહીં હરીના ભજનમાં;
પશ્તાવો કરેછે હવે દિલમાંરે ભાઇ. શહેવો०૪
એક બાજુ નારી બેશીને રૂવે,
બેન ભાઇ ચોધારા આશું ચુવે;
તાત માતતો રડી રડીને જુવેરે ભાઇ. શહેવો०૫
શીખમારી માનો ને સુખકારી,
હરી સરવદા ભજોને નરનારી,
તેથી થાએ ઊગરવાની બારીરે ભાઇ. શહેવો०૬

૫૬

પ્રભુ અપરાધ ક્ષમા કરું મારો, અપરાધ ક્ષમાકર મારો
નિંદિત કર્મોજે મેં કીધાં, તે પ્રભુ સર્વ વિસારો. અપ०૧
શરણે રહી પ્રભુ ચરણે વંદું, ભવજલ પાર ઉતારો.અ०૨

દાશ તણું રક્ષણ કરવાનોછે પ્રભુ ધરમ તમારો.અપ. ૩
કૃપાઘના કૃપાદૃષ્ટિ કરીને, પ્રભુ મતિ મારી સુધારો અ. ૪
કરદ્વય જોડી વિનતી કરૂં છું, સંકટ સરવ નિવારો. અ. ૫

રાગ ધનાશ્રી

અબ તુમ સમરોગે રામ, અબ તુમ કબ સમરો ગેરામ
બાલ પનામેં ખેલ ગુમાયા, તરૂણા પનમેંકામ. અબ.૧
બુઢા પનમેં કાપન લાગે, નિકલ ગયાં અવશાન અબ.૨
કહત કબીર, સુનો ભાઈ સાધુ, યહ ઘોડા મેદાન,અબ.૩

રાગ–એજ

ભજોરે ભાઈ આરામ ગોવિંદ હરી ભજોભાઇ આરામ ગો-
વિંદ હરી. ટેક.
જપ તપ સાધન કછુ નહીં લાગત, ખરચ નહીં ગઠરી.
ભજો.૧
સંતતી સંપતી સુખકે કારણ, જાહેં ભુલ પડી ભજો,૨
કહત કબીરા જામુખ રામ નહીં, તાં મુખ ધુળ પડી.
ભજો. ૩

ચાર ધામની સ્તુતી

જગન નાથકો ચલોરે સાધુ ચલોરે સીધો, ધનુષ
તિર્થમાં નાહીએ. ૧
દર્શન દીઓ જગન નાથ સ્વામી, ફેરી જનમ નહીં
આવીએ.૨

રામનાથકો ચલોરે સાધુ, ચલોરે સંતો ગંગમે, નાહીએ
દર્શન દીઓ રામનાથ સ્વામી, ફરી જનમ નહીં
આવીએ. ૪
દ્વારકા નાથકો ચલોરે સાધુ, ચલોરે સંતો ગોમતી
સંગમે નાહીએ. ૫
દર્શન દીઓ દ્વારકા નાથ સ્વામી, ફરી જનમ નહીં
આવીએ. ૬
ભદ્રીનાથકો ચલોરે સાધુ, ચલોરે સંતો તપત કુંડમાં
નાહીએ. ૭
દર્શન દીઓ ભદ્રીનાથસ્વામી ? ફરી જનમ ન આવીએ.૮
કોણદીશા જગન્નાથસ્વામી ? કોણ દીશા રામનાથહે? ૯
કોણદીશા રણછોડ ત્રીકમ? કોણદીશા ભદ્રીનાથહે? ૧૦
પૂર્વદીશા જગન્નાથસ્વામી, દક્ષણદીશા રામનાથહે. ૧૧
પશ્ચીમદીશા રણછોડત્રીકમ, ઉત્તરાખંડ ભદ્રીનાથહે.૧૨
કા કારણ જગનનાથસ્વામી? કા કારણ રામનાથહે ? ૧૩
કા કારણ રણછોડત્રીકમ? કા કારણ ભદ્રીનાથ હે ? ૧૪
ભોગ કારણ જગનનાથસ્વામી, જોગ કારણ રામનાથહે,
રાજ કારણ રણછોડત્રીકમ, તપ કારણ બદ્રીનાથહે. ૧૬
જગનનાથ જગદીશ ઇશ્વર, રામનાથ નિજધામ હે. ૧૭
દ્વારકા વસુદેવ નંદન, શ્રી બદ્રીનાથ વિશ્વંભરે. ૧૮

ચાર ધામકી અધિક લીલા, સરસ શોભા અધિક મ-
હીમા તીન લોક જશ ગાહીએ. ૧૯
દાસ માધવ મરણે આએ, આવાગમન મટાઇએ. ૨૦

---

## ફોટાણા સંગ્રહ.

## ફોટાણું ૧—અલંકાર ૩ જું.

આંજી અકલ કળા ગત ન્યારીરે; વાપ્રભુવા. દોઢ.
મધરાતે પ્રભુ મોરલી વગાડી,
મોયલડો વરજ નારીરે. વાપ્રભુવા. ૧
ઇંદ્ર કોપીઓ વ્રજ ઉપર,
તોરે ઓ ગોવરધન ભારીરે. વાપ્રભુવા. ૨
વ્રજ નગરીકી રક્ષા કીની,
નામ ઠેરાયો ગીરધારીરે. વાપ્રભુવા. ૩
શુર મુનીકા કારજ શરેઆ,
ભને આ નરો તમ નારીરે. વાપ્રભુવા. ૪
કહે શુજો સતગુરૂ પ્રતાપે,
શાહ કરો અમારીરે. વાપ્રભુવા. ૫

### ફોટાણું ૨.

(અમ ઘર શજન આયા—એ રાગ.)

હરી મારો અખંડ અવીનાશી આયારે,
સંતો જેના ગુણ ગાવા. દોઢ.

ચોર છીક અવતાર ધરાવા,
વાલે મારે ભીન ભીન નામ ઠેરાવ્યા રે. સંતો. ૧
નરસંગ રૂપે પ્રહ્લાદ ઓધારેઆ,
હરીએ મારે હરણા કંસ હટાયા રે. સંતો. ૨
ત્રેંતારે જુગમે દશરથ ઘરે આયા,
રાવણ મારી રામાયણ લખાવ્યા રે. સંતો. ૩
દ્વાપર જગમે વસુદેવ ઘરે આયા,
ગોપી ગોવાલણને લાડ લડાવ્યા રે, સંતો. ૪
દયારામના સ્વામીરે, જગ રચના રચાઇ ઇતો,
સુરી નર મુની હરખાણાં રે, સંતો. ૫

## ફ્રોટાણું ૩.

(ઇશ્વર આયા તોરણ-એ રાગ.)

એ વારોરે વારો કાનદાણી જશોદાનંદ રાણી. ટેક.
એ કેટલા દાડા તમે છોડીએ,
એ નહીંરે સોહાએ જગવાણી-જશોદાનંદ રાણી. ૧
એ મહીસેં માખણ મારો પી ગયાં,
એ પીને નાંખ્યો માંહે પાણી-જશોદાનંદ રાણી. ૨
એ કરમ શ્રીકૃષ્ણ નાશી ગયાં,
એ જોઇ જોઇ સખી મયમ શંખાણી-જશોદાનંદરાણી.૩
એ સુજે જો સુણે મનમે મારી,
એ તારા ચરણ શરણ કુલામની-જશોદાનંદ રાણી. ૪

## ફેટાણું ૪

(રા રંગ મોલમેં તાતડીરે લાલ—એ રાગ)

પ્રીતડી રાખો રાજા રામશેરે લાલ,
પ્રીત રાખો શાચા શામશેરે લાલ.
નીત નામ જપો શોભાગણી,
શા જુગ માંહે શોભતીરે લાલ. ૧
પ્રથમ પરખો આપકુરે લાલ (૨)
ગટ ગટ હીંમે દેખો રામ શોભાગણી,
શા જુગ માંહે શોભતીરે લાલ. ૨
ચંદ્ર ચકોર જેશી પ્યારશણીરે લાલ (૨)
નીત નેણુ તાર ખીલાય શોભાગણી,
શા જુગ માંહે શોભતીરે લાલ. ૩
ચરણુ કમલ ચીત રાતડીરે લાલ (૨)
દયારામ હરી જશ ગાય શોભાગણી,
શા જુગ માંહે શોભતીરે લાલ. ૪

## ફેટાણું ૫

( રંગ જલ ગોરા દે—એ રાગ.)

હાંરે હેન જુગમેં જીવન થોડા રે,
મન કાએકું ગરવ કરે, મન શુણુ મોરારે. ટોઢ.
હાંરે પાંચ ભુત લઇને ભોરાવે,
તારો ધનમાલ લુંટાવીએ. મન૦ ૧

હાંરે તુને કાલ જાલ નહીં છોડાવે,
તાંકો નામ તું નીત પ્રતલે. મન૦ ૨
હાંરે તુને પાઉં પલક નહીં ઠરાવે,
મૃગ ભ્રમરકે આફલ લે. મન૦ ૩
હાંરે પુન્ય પાપ તણા દીન થોડા રે,
દયારામ સમજ મન લે. મન૦ ૪

## ફોટાણું ૬

(બોલો બાંમણીરે-એ રાગ.)

બોલો એ શા બોલણારે, જા મેરી જે શ્રી ભગવાન(૨)
બોલો૦ ૧
મેલ ઠરી જગ ચાલણાંરે, તારો કરીએ નભે લાડ બો. ૨
મનકે વાર વારરે, મન તું ભુલોરે ગમાર. બોલો૦ ૩
ખીલી લાગે શારખીરે, રશના જુઠી બોલે તાર. બો.૪
દયારામ ગુરૂ જાપણારે, સાથે શબ્દે પારોપાર. બો૦ ૫

## ફોટાણું ૭

(ઘરજો ને સોનડી ડા-એ રાગ.)

કંશ રાજા કહે અક્રૂરને રે લોલ,
તેડી લાવો નંદજીનાં લાલ, ગીરધર લાલ.
સંતોની વાણી સોહામણી રે લાલ,
સંત સેવામાં ઘણું સાર, ગીરધર લાલ. ૧

અકરૂરજીએ રથ જોતરીઆરે લાલ,
આયાશ્રી બ્રજ નગર ધામ;
અકરૂરજીએ સ્તુતી કીધીરે લાલ,
દરશન દીધારે લાલ-ગીરધર લાલ. ૨
કહોને અકરૂર કયાંથી આવીઆ,
કોણે સાથે તમારૂં છે કામ. ગીરધર લાલ. ૩
હમને રે કંશ રાજા મોકલ્યારે લાલ,
શ્રીકૃષ્ણ થાઓ તૈયાર. ગીરધર લાલ. ૪
શ્રીકૃષ્ણ મથુરાં પધારીઆરે લાલ,
સાથે તે બલભદ્ર વીર. ગીરધર લાલ. ૫
મથુરાંમાં દરશન ખોલ્યારે લાલ,
જોયો છે મામા કેરો રાજ. ગીરધરલાલ. ૬
ધોબીડોજ મારીયો ને માલીએ રીઝાવ્યો,
દરજીડાને જાજી આપી દ્રવ્ય. ગીરધર લાલ. ૭
ધનુષ તોડ્યો હાથી ડોહ ટાળ્યો,
મારીઓ છે કંશ રાજા ભુપ. ગીરધર લાલ. ૮
સુજારામ કહે સુણો વિનતીરે લાલ,
તમ સાથે અમારો આધાર. ગીરધરલાલ. ૯

ક્રોટાણું ૮.

જપીલે હરી ચિત વૃંદમાં ધરીરે શાંગ સાધના કરી,
મરી જપીલે હરી, હોદા રામે નામે એડયો,
રોલ્યા સેજે ઓધરી. મન૦ ૧

રામ નામ જપી લેરે, જો કાલજો ધરી. મન૦ ૨
રામે રાવણ મારેઓરે, એવી વાતછે ખર. મન૦ ૩
શુજારામ શરણે ગયોરે, પેટયો પાપ જાએ વરી. મ. ૪

## ફોટાણું ૯

(હલંગ હજારી હોરાજ—એ રાગ)

રામચંદ્ર આવ્યા અજોધ્યા માંરે, હરશી હરશી જોઇ
હો રાજ.
ઇંદ્ર ચંદ્ર આવ્યાછે મત વિશારીરે, શોભા બની
શારી હોરાજ. ૧
મગન ભયા દેવ મુની દીકપાલરે, રામ રૂપ ન્યારી
હોરાજ. ૨
હેમ કલશ કદલીના મંડપ શોભેરે, ગલીએ શંગત
શંચારી હોરાજ. ૩
પુરેઆ ચોક હીરામાણેક રત્નમણીરે, દીપકડે અજ-
વાળા હોરાજ. ૪
હરશી ઉઠેઆ કૌશલ્યા માતાજીરે, હાથ હેમથારી
હોરાજ. ૫
રામ લછીમન ભરત શત્રુઘન મલ્યારે તેના દુઃખ
ટળેઆ હોરાજ. ૬
નારદ સારદ ગાએને ગમ ગમ ચારીરે, શેષ ત્રીપુરારી
હોરાજ. ૭

શ્રષ્ટી બોલ્યા વિપ્ર વશીષ્ટને આદરે, વેદ છંદ ઉચ્ચારી હોરાજ. ૮

અલબેલા જોશી સુજાના સ્વામીરે, જાઉં બલેહારી હોરાજા. ૯

## ફોટાણું ૧૦

અસીં ઉભડા જાંપે બાર ગાગરીઓ ગુમેરે-એ રાગ

એ વસી ભરેડા સરોવર ચાર, બાદલીઓ જુમ રહ્યા, ટેક.
હાંરે ચારસર ઇશાજગમેં સાર, બાદલીઓ જુમ રહ્યા. ૧
હાંરે હરસર સંતસર સંત આધાર, એ બાદલી. ૨
હાંરે મનસર ખીમસર, મોતીડા અપાર. એ બાદલી. ૩
હાંરે ઘોર ગગનમે વાજેતાં નગાર. ,, ૪
હાંરે સુણુ મોરલા, કરત હુંકાર. ,, ૫
હાંરે શોહીએ શ્રાવણ, મેઘ મલાર. ,, ૬
હાંરે સારી ધરણી સકલ શૃંગાર. ,, ૭
હાંરે આપે કરતા કરણી હાર. ,, ૮
કહે દયારામ પ્રભુ વડો એ દાતાર. ,, ૯

## ફોટાણું ૧૧

મેરા રાએદના અસીં તેલડીઅ કારણ શીભનાસી,
વલા શેણ સુરંગો—એ રાગનું,
જે જાણું અંતર જાણવું તો રામ શરણ લે,
સતગુરૂકો શબ્દ મલે લાવે તો મલે;.

હરી ધેઆએ મંગા એસે અમરત રસ, સબ સંત
પીવનાં,
સંતનું શેવી લે, હરીજનાં એસે વીશેઆ રસ સબ
તે ખોયો—ટેક.

કાલ કાલ કીઆ કરો તું આજ કરીલે,
કયા જાણું ગત કાલકી કછુ વેર પકડી લે,
હર ધેઆએ મંગા એસે અમરત રશ. ૧
સબ સંત પીવનાં, સંત તું શેવી લે હરી જનાં એસે
વીશયા રશ શબ તે ખોટો;
ખોજ બુજ દેખ સંગ સાધુકો ફલે,
હીરા મોતી લાલ તેરે બાંધ લે પલે. હરધેઆએ૦ ૨
નેણે રાખોં નૃત્ય કીધું ન મારગ ચાલે,
છાડ ઉજડ વાટ ભુલ કાએકુ ફરે. હરધેઆએ૦ ૩
ગુરૂ પુરાકો નામ જપો શ્વાસોશ્વાસ લે,
કહે દયારામ તાંકો કારજ સરે. હરધેઆએ૦ ૪

## ફોટાણું ૧૨.

અરે રહો રહો ગોરઠી એસા કામ ન કીજે પાટકી દોરડી જેણે
મૃગ રમાડયો-એ રાગનું.

હાંરે જાત અજાતકો મન ગરબ ન કીજે,
સકલ બ્રહ્મ બુંધ એસો જ્ઞાન ધરીજે. ટેક.
એક પટીકા અસંપ ગહુ લાગડી જે,

વિખ અમૃત હરી ઉપાય લખેઆ શોપી લીજે. હાંરે. ૧
કાઠકી પુતડીરે કેશો નાચ કરાજે,
આરે દોરી રામકે હાથ ભાવે ત્યું રખીજે. હાંરે૦ ૨
પાંચ તત્વકી દેહ સકલ જાન લીજે,
અપ તેજ વાયુ પૃથ્વી આકાશ જાણીજે. હાંરે જાત૦ ૩
રાજમેં રાજ કમાએ પ્રભુ સુખ દીજે,
જોગમેં જોગ કમાએ સાધુ સીધ્ધ થીજે. હાંરે જાત૦ ૪
હરી જશ ગાવે જો જીવ આતમમાં રેજે,
કહે દયારામ તાંકા ચરણુ ધોઇ ધોઇ પીજે. હાંરે૦ ૫

ફોડાણું ૧૩

જુમકે જગડો માંઢેઆ સજી શીઆરે રાત મધુરા જુમકો-એ રાગ.

હાંરે અજોધ્યામેં અવતરેઆ રામ લક્ષમણ વીર
અજોધ્યામે અવતરેઆ. ટેક.
હાંરે માતાને વચાને વન ચાલ્યાં, સાથે સીતા નાર.
અજોધ્યા૦ ૧
પડધો તારો જતી જાલ્યો, રામ લક્ષમણ સધે ઓળાણુ.
અજોધ્યા૦ ૨
હાંરે સુરજ રથમાં ભમરો પાડે જતી લક્ષમણ વીર.
અજોધ્યા૦ ૩
લંકા ગઢને જીતી આવે આવે હનુમત વીર. અજોધ્યા. ૪
હાંરે કહે શુજો પ્રેમ પ્રીતશું સઇસો ટરે શરીર.
અજોધ્યા૦ ૫

## ફોટાણું ૧૪

મહેઆર ભલા મહેઆર ભલા મહેઆર ભલા તેં કેહા
વણજ કીઅડો-એ રાગ.

હાંરે નારાયણુ ભજો એ નારાયણુ ભજો,
સેતા વેલા વૈકુંઠ મલીએરે, નારાયણુ ભજો. ટેક.
હાંરે ગજને ઉગાર્યો પ્રભુએ જલમાંહે જુડ કાપ્યોરે.
નારાયણુ. ૧
પ્રલાદ ઉગાર્યો પ્રભુએ હરણાકંશને માર્યોરે. ના૦ ૨
રાવણુ મારીઓ પ્રભુએ રાજ વિભિષણને આપીઓરે.
નારાયણુ. ૩
કહે દેવો પ્રભુ અરે રાખ તમારે ઓરેરે. નારાયણુ. ૪

## ફોટાણું ૧૫

રાગ ઉપરનો

હાંરે મનુવા ગરભ નકર મનુવા ગરભ નકર,
રાજારામ દશીને તું નીત નીત ડર. હાંરે મનુવા. ટેક.
હાંરે રાવણુ રાજ ભઘાડેઓ કુડે કામ ક્રોધ,
એંકાર મંજર. મનુવા. ૧
ધનમાલ એસા જેસા સપનેકે રાજમેં અરથ ન સર
મનુવા. ૨
દયારામ કહે આપ નિવારો હરી ગુરૂ સંતે જેનાં કે
જાઇ શરણે પડ. મનુવા ૩

## ફટાણું ૧૬

એવા રૂડા બાપેજીનાં રાજ, મેલી ચાલી શાશરે એ–રાગ.

હાંરે એવા રૂડા અજોધ્યાનાં રાજ, મેલીને રામ વન ગયાં,
ત્યારે માતાને કીધાં પ્રણામ. રામ મેલી વન ગયાં. ટેક.
અરે કૌશલ્યા કહેરે શુણો સખી, એછે કેકૈનો સર્વે
કામ. રામ મેલી. ૧
સુંદર રથ રામે સજેઆ, ભ્રાતુ સીતા ભેડાછે શ્યામ.
રામ. ૨
હાંરે કેકે કહે સુત સાંભળો, રૂડા રાજ કરો પુરો હામ. ૩
હાંરે ભરત કહે સુણો માતા,
બુધિ હીણ કીધાં કુડાં કામ. રામ૦ ૪
ત્યારે ભરતના મનરે ભંગ થયાં,
હાંરે દશરથ પ્રાણ તજેઆ એવે ઠામ. રામ૦ ૫
નારાયણ નીરખાં નેણે નીર આવેઆ,
વીધિએ અંગ લખેઆ એવે ઠામ. રામ૦ ૬

## ફટાણું ૧૭

રાગ–ઉપરનો.

હાંરે આયો આયો રામ અજોધ્યામેં,
જીતી લંકા રાવણ કને, ચાલો સખી જોવાને. ટેક.
હારે પાવે જાંજર પેરલીઆ, એને ઘોઘરીઆ ઘનકે. ૧
હાંરે શ્રાર ભરે શગ મોતીએ, ફુલ ફુલ ફે કરમે. આ૦૨

હાંરે ધન ધન ભાગ તેનાં કેરા, જાઈ રીજતા રામનામે.૩
હાંરે દયારામ કહે કુલ ભાન તનો, જેને રામ દીઠા
નેણે. ચાલો૦ ૪

ફોટાણું ૧૮

હાંરે ડરીઆ મોલમેં નેચાર, બંધરી અજબ બની–એ રાગ.

હાંરે ભજો ગોવિંદ ગોપાલ, ગોવરધન નારાયણ નામ
હરી. ટેક.
હાંરે તું છો સાક્ષાતકાર સ્વરૂપ, માયામાં ભુલ પડી. ૧
હાંરે રાખો રૂદયાકમલમાં એ રામ, હીરોછે રતન અમુલ
મણી. ભજો૦ ૨
હાંરે કરો સતગુરૂ કરો સંગ, ગુરૂછે પારશમણી. ભ૦ ૩
હાંરે ગુરૂમહીમા તણુ નહી પાર, જીભા એક શું વરણ
કરૂં. ભજો૦ ૪
હાંરે ભકત આધારણ દીનદયાળ, પીતા વર શરણ
પડી. ભજો૦ ૫

ફોટાણું ૧૯.

હારે હોકો પીએશો હજારી, હોકો મેડાવેજો મલ–એ રાગ.

ચિતહરી ચરણે રાખ, દુરમતી દુર કરી નાંખ,
રૂડા રામનામ ભાંખ, અમૃત પ્રેમે કરી ચાખ.
હાંરે ચીત હરી ચરણે રાખ. ટેક.

શતયુગમાં પ્રલ્હાદે સમર્યો, પીતાએ કીધો કલેશ,
થંભમાંહે નરસંગ પ્રગટયાં, આરે કીધાં દૈત્યનો નાશ.૧
ત્રેતાયુગમાં વિભીષણે સમર્યા રઘુવીર,
ભુજા પસરાને ભેટેઆ હાંરે રામ શુધ ન શરીર. ચિ૦૨
ધોવાપરયુગમાંહે, દ્રૌપતીજીને પડી મોટી ભીડ,
કૃષ્ણજી પધારેઆ લઇ નવશો નવ ચીર. ચિત૦ ૩
કલયુગમાં નામદેવ સમર્યો શ્રીહરી,
દુધ પીધાં ભજન જીયાં ગાય જીવતી કરી, હાંરે રામજી
એ ગાય જીવતી કરી. ચિત૦ ૪
જાણીલ્યો પ્રભાવ, ધન ધન સુજાનાં સ્વામી,
સંત જેને લાધો હરી ભજી લાવો. ચિત. ૫

ફોટાણું ૨૦

હારે જેસર જાગો મુંજા સાંઝણીઆં,–એ રાગ.

મન મોહવન ધરીલે વિચાર, મેલી મજાજો મુને
એકલી, ટેક.

હાંરે રામ ભમર ચીધન, જીંઅ બાગમેં,
તીંઆ કોવલ કુણુકે કોવલી. મેલી મજા૦ ૧

રામ અવગુણ ચિતડે મ રાખજો,
તીંઆ કેશું મોન મેલી. મેલી મજા૦ ૨

હાંરે રામ ચરણુ તમારા નિત શેવુંગી,
હાંરે હરી વાર કરો વેલી. મેલી મજા૦ ૩

દયારામ કહેરે ત્યાં જાવુંગી, જ્યાં સાગર સીતલી.
મેલી જાજા૦ ૪

## ફોટાણું ૨૧

તું તાં જીઅરે વીઆંઇ વારી, ઘોરડી ઓજે સાલુડામાં સુરતી લગી,
ઘુંઘટડામા નજર લગી—એ રાગ.

મારી સંત ચરણુમાં સુરતી લગી,
હરી હાથ તમારે દોરડી, મારી સંત ચરણુમાં. ટેક.
ગણુપતિ ગુરૂ શારદાને ચરણે નમ્યાં,
હાંરે મારો અલપ બુદ્ધિએ બોલુ બોલડી, મારી. ૧
હાંરે ગુરૂએ કરપા કીધી પ્રબોધ કીધાં,
જેમ પાસ તણી કાપી દોરડી. મારી. ૨
પુન્ય પુરવ તણાં મારા પ્રગટ થયાં,
હાંરે ગુરૂએ કરપા કરી ત્યારે સમજ પડી. મારી. ૩
હાંરે ભવ સાગરમાં હું તો ડુબ પડયો,
ગુરૂએ બાહેર કીધો જાલી બાંવણી. મારી. ૪
હાંરે ખીમ સાગર હરી રામ માતાજીનાં ચરણ શેવી,
કેશવ દાશ બાંધી પ્રેમ પાંખડી. મારી. ૫

## ફોટાણું ૨૨

રાગ ઉપરનો

ગુરૂ આવી તમારે શરણે પડયો,
આજ નવો મેં અવતાર ધરયો. ટેક.

જોતું જાગીયું તે અજવાડ થયો,
ઉગો આતમ ભાણુને તમર ટરેઓ. ગુરૂ. ૧
સાચા સતગુરૂનો શરણો ગ્રહ્યો,
હતો જીવ ટળી ઇશ્વર થયો. ગુરૂ. ૨
મોક્ષ મંત્ર ગુરૂ મારે કાન ધરેઓ,
ધન ભાગ મારો સાચો સંગ કરેઓ. ગુરૂ. ૩
હરી રામ માતાજીનો શરણો ગ્રહ્યો,
કેશવ દાશને આનંદ થયો. ગુરૂ. ૪

## પ્રોટાણું ૨૩

ઉડો ઉડોરે મારા શ્રવણ પારે વડા ઘોર મોરી ધણુંલો સોઆએરે—એ રાગ

ધન ધન રોહાના ગામ ધણી, ધન વસધીના ભડા ભાગરે,
ભાગ ઉદય થયાં આ નગરીના આવી પધારેઆ મોટા
મારાજરે. ટેક.

હનુમાન લછમન સેવક ઉનકા,
સીતા રામ કીધો આવી વાસરે. ધનધન. ૧
શીવ પારવતી ક્રાડ તેંતીસ દેવતા,
ધન પતિ આગેવાનરે. ધનધન. ૨
નત નોબત વાજે નામ તણી,
માંહે જાલરીનું જમકારરે, ધનધન. ૩
દયારામ શુદ્ધ સેવા કરેછે,
ભાવ તેઆ જેજેકારરે, ધનધન. ૪

દાશ કેશવને દરશન દેજો,
શિવશક્તિ ને સીતારામરે,                    ધનધન. ૫

ફોટાણું ૨૪

કોટ પરાએણ કોટડી ધણવારી લાલ હીન મડે માડુ જરો નાંએ કોએશેણ શાજન મેરા લાલ—એ રાગ.

કુસંગારો સંગન કીજે મન ભમરારે,
જેમાં લાગે કોઇ લંછન સમજ મન ભમરારે. ટેક.
હાંરે નીચ સંગત નીચકી મન ભમરારે,
જેમાં આગેએ પોર ઉપાંધ.                    સમજ. ૧
સાચી સંગત સંતકી મન ભમરારે,
જેમાં આઠે એ પોર આનંદે.                    સમજ. ૨
હાંરે પાપ ધરમ ધોએ વાદેઆં મન ભમરારે,
હાંરે ઇતો કાટઇ પાપકી પાડ.                    સમજ. ૩
હાંરે સીલ સંતોશ ધોએ જોડલા મન ભમરારે;
હાંરે દોરી સો નારાયણ હાથ.                    સમજ. ૪
હાંરે નદી કીનારે ઘર કરો મન ભમરારે,
હાંરે નાઇએ નીરમલ નીર.                    સમજ. ૫
હાંરે નામ અમારો નાતીલો મન ભમરારે,
એમ ગાવે દાશ કબીર.                    સમજ. ૬

ફોટાણું ૨૫

શેશએ જાધો વીર ઉતર્યો વાટીએ—એ રાગ.

હાંરે જર હીરો લાધો સંતન હીરો લાધો,

કાંઇ ગુરૂ મુખ જાણીએ.
હહી રાખે સંતા કેરો માન, હર હીરો. ટેક.
હાંરે રામ પાણીની હોરડી
માંએ અનુભ ભર્યોરે ભંડાર. હર હીરો. ૧
હાંરે ગંગા રે જલ જેસા નીરમલા.
સંત સાગર ઘેર ગંભીર. હર હીરો. ૨
હાંરે માખણ સંતને ખાયો,
કહે દયારામ વીલેડે તેને ખીર. હર હીરો. ૩

### ફટાણું ૨૬

લાગી ગોકુલના રેવાશી—એ રાગ.

એહથમે શ્રીફલ વરને કોટે વરમાલા એ વળી તેવાર કેમ
હાંરે સુરતા લાગી તેને ભ્રમણાંરે ભાગીરે.
ઓળખ્યાં તે આતમ રામ, સો વગણ જેને સુરતા
લાગી. ટેક.

નટવે ખેલ રહયો ચોરે ચોધારે,
દોર વીના બીજી નજર નચુકે એને સુરતારે લાગી. ૧
અરે પતંગનો દીપક સાથે સ્નેહજ બાંધોરે,
તનમન સોંપ્યો જેને તજ્યા શરીર એણે. સુરતા. ૨
મીનનો જલ સાથે પ્રીતજ બાંધીરે,
પ્રાણ ધણ છુટે એની પ્રીત ન છુટે. સુરતા. ૩
હાંરે નાદુના મોએલ મૃગ મરેછેરે.

શબ્દુનાં બાંધલ એવા સંત ખરેછે. સુરતા. ૪
હાંરે સુરાના લક્ષણ એવા જો કહીએ,
શિશ પડે પાની મુકન નહેએ, એને સુરતા. ૫
હાંરે મરી જીવા સત તેંતો મન વશ કીનાંરે,
સંસાર સાગર માંથી મોતીડા લીનાં. એને સુરતા. ૬
હાંરે સાધુનાં લક્ષણ એવા જો કહીએ,
પ્રીતમનાં સ્વામી મારા રહૃદયમાં રહીયો. સુરતા. ૭

## કોટલું ૨૭

હારે વીંઝાઇ ડમરને ગુજરો દેશો—એ રાગ.

ફુલ ડારી શર કરી ગજરો ગુંથેસાં,
એક મન એક દન ગજરો ગુંથેસાં,
ગજરો ગુંથેસા પ્રીત કરેશાં, શો શપે વરને દેશાં.
ફુલડારી ટેક.
હાંરે કમલા વરકે ચરણ પુજેસાં,
ચરણ પુજેસાં લક્ષમી વર સેવેસાં. ફુલડારી. ૧
હાંરે માલણ હોકર ચાકર રેશાં,
ચાકર રેશા પુષ્પકે પલંગ ભરેશાં, ફુલડારી. ૨
સતબાબાજી કો પિયાન ધરેશાં,
પિયાન ધરેશાં નીત ઉઠી પાંઇ પરેશાં, ફુલડારી. ૩
કહે દયારામ સતગુરૂ સમરેશાં,
હાંરે ગુરૂ સમરેશાં હરમે લખેખા મોજેશાં. ફુલડારી. ૪

## ફટાણું ૨૮

સારો કાનો મોસાળો લંઢીગે ઘર આપાશેણ બોલે

બાંમણાં હોરાજ—એ રાગ.

મન સમજાવનારે, જામે રીજે રાજારામ, મન
સમવણાં હોરાજ.
જામે રીજે શ્રી ભગવાન. ટેક.
એક કરી જગ ચાલાણારે, કેશે કીજે ન ભગાડ. મન૦ ૧
નવતત્વની લીંગ વાસનાં, પ્રસનું અગ્ની પરજોર. મન૦ ૨
તાઢીલાગી સતનામનીરે, રસાન જુઠ નબોલો સાર. મન૦ ૩
વારો મનકુ વારણાંરે. મત ભુલોરે ગેમાર. મન૦ ૪
દયારામ ગુરૂ જાચણાંરે, સાચે શબ્દે પામોપાર મન૦ ૫

## ફટાણું ૨૯

બાધા એરમરી રાત કે જરમરી રાત, ચાંદારે કેએ ઉગશે—એ રાગ.

એક ઘડી ખટ માસ, સુનો મેરી સાસ સાંવડો કબ
આવશે. ટેક.
હાંરે મેરે મનડાની વાત, કેહુ તુજ પાસ, મુજ સમજ
વીચારી દે. એક૦ ૧
મેરે અવગુણ લાખ, કેશે મુખ ભાંખ,
સંસા મુજ ટાળી દે. એક૦ ૨
હરી હું દાસનકી દાશ કરૂં અરધાશ,
હરી ચરણકા પ્યાશ, હરી કબરે મલાવશે. એક૦ ૩
હરી અંતર જામી, ગરૂડના ગામી,
દયારામકા સ્વામી, સરવે દુઃખ ટાળશે. એક૦ ૪

# જીમણ સંગ્રહ—અલંકાર ૪ થું.

## જીમણ ૧ લું.

પ્રથમ સમરૂં શ્રીગણપત દેવ, સુરી નર સકલ કરે
શુભ સેવ;
વિઘ્ન હરા વરદાઇ ઇશ, વંદુ સારદા શ્રી જગદીશ. ૧
અન્ન દેવને લાગુ પાય, જેથી સૌનો પોષણ થાય;
જ્યારે સગપણ નિશ્ચય કીધ, કોરી બાર દોકડા લીધ. ૨
સગા સહોદર મળ્યા સાથ, સર્વે મનમાં થયાં રળીઆત;
ખાંતે ખીર પીણું વળી કીધ, વર પીતાએ આણુપણુ
દીધ. ૩
કન્યા પીતાએ દીધા માન, ન્યાત રીત કીધી કુલભાન
વીવા ઉભાડવાનું સમે, શુભ મુરત સૌને મન ગમે, ૪
સુમુરતા કીધા ખુશાઆલ, વર કન્યાને રોપી વરમાલ;
માડવો રોપ્યો મનહર તહી, નવ ગ્રહ પુજ્યાછે તહીં. ૫
પુજ્યા ક્ષેત્રપાળ જશરાજ, વિઘ્નહરા શ્રીગનપતિ રાજ;
ચતુરા મંગલ ગાયે ઘણાં, જેના સ્વરમાં નહિં કાંઇ મણાં. ૬
ઢોલ દદામાં વાગે સદા વરઘોડાની સ્વારી થઇ;
લુંણા ગુરીસેવાલા સાથ, સરવે શણગાયાં ભલી ભાત. ૭
જ્ઞાત બન્ધુ સઉ બેઠા સહી, ટીકો વિપ્ર ભણેછે તહીં;
વર સાસુ મન કરી હુલાસ, પોંખ્યા વરને તોરણ પાસ. ૮

પુંખી કરે નાંખી માળ, વેવાણું દેખે મૂકુ ગાળ;
જ્યાં દેવની સ્થાપના કરી, વર વધુ બેઠા હરખે કરી. ૯
હરખે દીધા હસ્ત મીલાપ, અક્ષર સાઠ વદે સાક્ષાત;
મંગળ વર્તયાછે શુભચાર, મધુર ગીત ગાયછે નાર. ૧૦
વિપ્ર વદેછે વેદ ઉચ્ચાર, પુજ્યાછે મા દશ દીગપાળ;
ત્રીજે દીવસ જમવા જાન, કન્યા બાપે દીધા માન. ૧૧
જાન ઉઠ્યા જમવા કારણે, વેવાઇને આવ્યા બારણે;
ઢળ્યાં ઢીચણીઆને પાટ, વાગતે ધોવરાવ્યા હાથ, ૧૨
થાળી વાટકા મેલ્યા હાર, ઝારી જળ ભરી નિરધાર;
ભવળ પીરસ્યા આચાર, કેરા કવરોને કુંઆર. ૧૩
આદુ કેરી લીંબુ ખાર ગુદા ગરમરને ગોવાર;
કોઠીંબાની તળી કાચળી, પાપડ વાળ્યા તેલે તરી. ૧૪
ભાત ભાતના કીધાં શાક, રાઇતા કેળા ને દ્રાક્ષ;
તુવર મગ ચણાની દાળ, ચણા બનાવ્યા બહુ રસાળ. ૧૫
ભજીયા સેવ ખાજા ફણુશાળ, ચટણી ચતુરે કરી પ્રમાણ;
ઘાટા લાડુને મોનથાળ, પુરી બાસુદી કંસાર. ૧૬
[illegible] દુધપાક શીરો, સાકર છે સાક્ષાત;
ઘેવર જલેબી મગન, જમતાં હરખે સૌનું મન. ૧૭
દળવો ભાત ભાતનું ચાર, પિસ્તા બદામનું નહિ પાર;
કીધા દાળ ભાતને કઢી, પાસે ઓશામણને વડી. ૧૮
પકવાનોની કરે સહુ વાત, વરણવ કરતાં વીતે રાત;
ભાવે ભુલાતો આચાર, છુટો શાક સર્વ નીરધાર. ૧૯

છુટા વિધવિધના પકવાન, જેટલા બાંધ્યાતા વેવાણ;
છુટી વર રાજાની જાન, છુટો માજનને માસ્તાન. ૨૦
વિપ્ર સારસ્વત દયારામ, સરવ દેવને કરી પ્રણામ;
જીમણુ છોડયો હરખે કરી, મનવાંછીત ફળ આપો હરી.
ખીર ખાંડ કટોરે નાંખો, છુટો જીમણુ દીપક સાક્ષી

## જીમણુ ૨ જો

સમરૂં ગણપતિ સારદાય, અજ દેવને લાગુ પાય;
વીવા વર્ણન કહુ નિરધાર, સાંભળજો સૌ ધરીને પ્યાર. ૧
જનમ્યા બાળક હરખે કરી. વિપ્રે વેળા લાધી ખરી;
વાધીએ લેખ લખ્યા જેટલે, ટાંળ્યા તે કોઇથી નટળે. ૨
સુત ભણવા નિશાળે જાએ, પુત્રી ઘર કામે કેળવાએ;
સગા સહોદર કરી વિચાર, સગપણ કીધોછે નિરધાર. ૩
થયાં જ્યારે વેવાઇ વેવાંણ, તેમાં જુદાઇ કથી ન જાણ;
લાજ શરમછે સૌની સાથ, ઇશ્વર પુરે મનની આશ. ૪
દીન પ્રીતી દીન થઇ અધિક પ્રીત, ખીર પીણુ કીધો શુભ રીત;
બાળક લગ્ને લાયક થયા, વિપ્ર લગન નીરખીને કહ્યા, ૫
સુસુરતા કીધા શુભ ઘડી, કર્યાં શેવ પાપડ વડા;
માનની મંગળ ત્યાંગાએ, દીનદીન અધિક આનંદથાય. ૬
દાદ ગનપતી એકજ નામ, સૌના કરેછે પુરણ કામ;
મંડપ બાંધ્યા બહુ વિશાળ, માણેકસ્થંભ રોપ્યા તત્કાળ.

તોરણ બાંધ્યાછે ચોપાસ, જસરાજે પુરીછે આશ;
ચતુરા ચક્રે વધા જાયે, જંત્ર મુકીનું સુરત થાય. ૮
ખરા દેવછે ક્ષેત્રપાલ, વર કન્યાની કરે રખવાલ;
ઘડી ભરી કંકુ ચીતરી, શ્રીફલ માથે મુકયાં ફરી. ૯
ગ્રહ શાંતી વીધિએ થઇ, વર રાજા દખ બેઠા સહી;
ઢોલ દદામાં વાગે ઘણાં, વરઘોડામાં નહીં કાંઇ મણાં.૧૦
ટીકો વિપ્ર ભણે નિરધાર, વર સાસુએ સજ્યાં શણગાર;
પુંખી કંઠે નાંખી માલ, વેવાણું દે છે મૃદુ ગાલ. ૧૧
સ્થાપન કીધાંછે જયાં દેવ, વર વધુ ત્યાં બેઠા તતખેવ;
પ્રમ તોરવાની થઇ રીત, હસ્ત મીલાપ કર્યો
શુભ રીત. ૧૨
સાઠ અક્ષરનો થયોછે સમે, ગોરજ વેળા સઉને ગમે;
વાગતથી વેદી ચીતરી, વેદ ધ્વની ત્યાં વિપ્રે કરી. ૧૩
મંગલ વર્ત્યાછે શુંભચાર, સપ્ત દેવ પુજ્યા નિરધાર;
વરને દીધુ કન્યા દાન, જમવાને તેડીછે જાન. ૧૪
વર બેઠા મંડપ મોજાર, જાની બેઠા હારો હાર;
ચતુરો ચપલછે પરશણહાર,તેવા જાનીછે જીમનાર.૧૫
આસન દઇ ધોવરાવ્યા હાથ, વટકા થાલ કલશ જલસાથ;
લીબું નીમક ચટણી સાર, કેરાં કવરાને કુંઆર. ૧૬
કોચલા કોટીબાફરી, તેલ માંહાંમાં લીધા તરી;
એવા અનેકછે આચાર, કીધા સાક સરસ તૈયાર. ૧૭

ભીંડા કંટોળા કારેલા, વાગી રતાળુ સુધરેલા;
ભાતભાતના ભજીઆ દીધાં, કેળફળાના રાઇતા કીધાં.૧૮
સેવ ગાંઠીઆ પાપડ વડી, દાહી લોટની કીધિ કડી;
સાટા પાનડીઆને લાડુ, બરફી બાસુદી સ્વાદુ; ૧૯
મગ દલ મેસુને મોનથાળ, ગેવર પેડા અતિ રશાળ;
સાબુ શીરોને કંસાર, માથે કરી ઘૃતની ધાર. ૨૦
ચોખા રાંધ્યા જીરાસાર, તુવેર મગ ચણાની દાર;
એવા વિધવિધના પકવાન, ઉપર આપ્યા ફોફડપાન. ૨૧
અવલે છુટા અન્ન દેવ, છુટા શાક ગાંઠીઆ શેવ,
છુટા છત્રીશે પકવાન, છુટી જમવા બેઠી જાન. ૨૨
છુટા જલ સરોવર ઘાટ, છુટી જાની કેરી વાટ;
બાંધિ વસ્તુ જે વેવાણુ, છુટી સરવે તે પ્રમાણ. ૨૩
વિપ્ર સારસ્વત દયારામ, સર્વ દેવને કરી પ્રણામ;
જીમણુ છોડયો હરખે કરી, મનવાંચ્છીત ફલ આપો
હરી. ૨૪
ખીર ખાંડ કટોરે નાંખી, છુટો જીમણુ માજન સાક્ષી.

## જીમણુ ૩ જું.

ગીરજા તનય સમરૂં ગનપતિ,સદાવિદ્યા આપો સરસ્વતિ;
ભોજનનું વર્ણવ કહું આજ,સાંભળજો શુભ સર્વે સમાજ.
વેવાઇએ દઇ અતીકા માન, જમવા કાજ બોલાવી જાન;
આપ્યા આસન ઉત્તમ ભલા, ઢાળયા ઢાંચણીઆ

આસન બેસી ધોયા હાથ, વટકા થાળી મેલ્યા પાસ;
કળશ ભરી રાખ્યાછે નીર, પીરશણુ હાર ઘણા ગંભીર.
આદુ ચટણી નીમક સાર, રામરશ સુંદર આચાર;
ગુંદા ગીરમીર ગાજર ચોર, કુવાર કવરીને અંજીર. ૪
હોડીમાં હળદરને હારા, કેરી કોટીબા બહુસારા;
સુધાર્યા કાંઠ ચીભડા વાર, તેમાં ખામી નહી લગાર. ૫
મરચા મરી મસાલે ભર્યા, પાપડ બહુ તેલમાં તળયાં;
મુરી મોગરી કારેલા, ચીભડ ચતુરાઇએ સુધરેલા. ૬
ટાંકો મેથીને બટાસા, કીધા કંટોળાંછે ખાસા;
ભીંડા શીંગ તણું સંભાર, મગ ચાગાની ફુટી દાર. ૭
ખુંદા કેળા કીસ મીસ દ્રાખ, દીધા રાઇતા ભલી ભાત
વાલ વટાણા સુરણુ સાર, ભાજી રતાલુને ગોવાર. ૮
ભાત ભાતના ભજીઆં;ઘણું રાખી નહી તેમાં કાંઇમણા
ખુબણુ ઢોકરાં ખાટાં વળા, શેવ ગાંઠીઆને ગુલછડાં. ૯
મેસુ માલપુડા બાસુંદી, સાટા સુતરફેણી સ્વાદી;
બરફી ચુરમુ કંસાર માથે ગરત ઘણા ઉધાર. ૧૦
સાબુ શીરો બહુ સ્વાદુ, મગદળ ખુંદીનાછે લાડુ;
અગન જલેબી મોન થાળ, પુડી કરીછે ભાત બેચાર. ૧૧
ગુલાબ જાંબુને સાકરીઆ, કીધા દુધપાક કેસરીઆ;
હલવો હરખે કરયો તમામ, પીસ્તા ચારોળી બદામ ૧૨
પેડા ગેવર પુરણ પુરી, બરફી કીધીછે બહુ રૂડી;
ખીચડી દાળ તુવરને કઢી, વગારેલા ખારાઆમણ વડી. ૧૩

દીધા ગરત ગરાફ઼ઠેલ, કીધી દુધ સાકરની રેલ;
ભરાછે ગંગાજળના જારી, આપ્યા એલચી પાન
સોપારી. ૧૪
છુટા શાક પાન આચાર, કરતા વર્ણવ લાગે વાર;
છુટા ભોજન સરવ સાર, બાંધ્યા વેવાણે નીરધાર. ૧૫
છુટી જલ ભરીજે જારી, છુટા લવીંગ પાન સોપારી;
છુટા ઢીંચણીઆને પાટ, છુટી જાનૈઆની વાટ. ૧૬
વિપ્ર સારસ્વત દયારામ, સુરજ દેવને કરી પ્રણામ;
છોડયો જીમણ હરખે કરી,મનવાંચ્છીત ફળઆપો હરી;
ખીર ખાંડ કટોરે નાંખી, છુટો જીમણ દીપક સાક્ષી.

જીમણ ૪ થું

લંબોદરને લાગું પાય, હંશ વાહની થાજો સહાય;
શુદ્ધીબુદ્ધીના નાથજે તમો,એવા પ્રભુને પુજ્યા અમો.૧
રીદ્ધી સિદ્ધી પુત્રી જે તણી, આશ પુરજો સેવક તણી;
ક્ષેમ કુશળ જામાત્રજે તણાં, લક્ષ લાભમાં નથી કાંઈ
મણાં. ૨
ગણુનાયકનો છે પરિવાર, સ્મરણ કરતાં આપે ફળચાર;
ધર્મ અર્થ કામને મોક્ષ, ગ્રહસ્થાશ્રમ તણોએ પક્ષ. ૩
ગ્રહસ્થાશ્રમ ઉત્તમ કહેવાય, જેથી પ્રજાની વૃદ્ધિ થાય;
શીશુ જન્મ થયોછે જયારે,માતપિતા હરખ્યાંછે ત્યારે.૪
નામ કરણ કીધું કુલરીત, જેથી અધિક વાધિછે પ્રીત;
આઠ વરશનો બાલક થયો, ઉપવીત ધારણ ત્યારે કર્યો.૫

વિદ્યા અભ્યાસ કરવાને ગયો, ગુરૂ કૃપાથી વિદ્યા અતિ ભણ્યો;
ન્યાય તર્કને અન્ય વિચાર, ચૌદ વિદ્યામાં થયો પસાર. ૬
ગુરૂ આજ્ઞાથી આવ્યો ઘેર, એટલે વર્ષ થયાંછે તેર;
માતપીતાએ વિચાર્યો મન, પુત્રતણો તો કરવું લગન. ૭
બ્રાહ્મને તેડાવ્યું ઘેર, જોશી જાજો શમ્યક શેર;
પુત્રતણો સંબંધ ત્યાં કરી, વેગે આવજો અત્રે વરી. ૮
પુરોહિત ચાલ્યાછે જ્યારે, ઉત્તમ શુકન થયાંછે ત્યારે;
સફુત સુરભી સામે મલી, સનમાં જાણ્યું થાશે ભલી. ૯
એવું જાણી ચાલ્યા માહારાજ, આવ્યા શહેર તણે દરવાજા;
પુરોહિતજીએ વિચાર્યો મન, ઉત્તમ કુલમાં કરવું લગ્ન.
સમ જ્ઞાતિને આવ્યા ઘેર, જોશી બોલાવ્યા રૂડી પેર,
મધુર વાક્યો બ્રાહ્મણનાં સુણી, કન્યા માત હરખી ઘણી.
સગા સંબંધિ સૌ બોલાવ્યા, સબંધ તો સૌને મન ભાવ્યાં;
*કચ્છદેશમાં એક શેહેર કહેવાય, પાછડથી બે અક્ષર જાય. ૧૨

---

*કચ્છ સુમરારોહા-તાબે કોટડા ગામની નજદીક કોરીકુબો નામનો ડુંગર છે તેના પાછળનો કુંબો શબ્દ કઢી નાંખતા કોરી શબ્દ રહે છે અને સપ્ત પંચ એટલે સાત ને પાંચ બાર-એટલે કોરી બારીઆ બાનાજ કે આવ્યા.

પ્રથમના બે અક્ષર જેહ,પુરોહિતજી લઇ આવ્યા તેહ;
સપ્ત પંચની સાથે જાણુ, કર મુખે એની ઓળખાંણુ. ૧૩
તેરમો વિંજન આગળ કરી, કાના માત્રે વાંચો ફરી;
એ વસ્તુ લઈ થાનાઇ, આવી આપીછે વધાઇ. ૧૪
ઊભય વેવાઇ મન મગન. બે બાલક જોઇ થયાં પ્રસન્ન;
વેવાઇ બે કરેછે વાત, આનંદમય તે વીતી રાત. ૧૫
સુરજ ઊદય થયોછે જ્યારે, પુરોહિતજી બોલ્યોછે ત્યારે;
લાડકુડથી કરો વિવાહય, તેથી પૂરણુમનો રથ થાય. ૧૬
ગોરદેવ ઘેર આવ્યાં વરી, વિવાની તૈયારી કરી;
પ્રથમ પુજયાછે ગણુરાય, માંડવાની તૈયારી થાય. ૧૭
પુંગીફલ દધિ દુરવા કુંભ, તેમાં રોપ્યા માણુક થંભ;
તે દીનની જે આવી રાત્ર, કુલ રીતેથી કર્યા શાત્ર. ૧૮
નોતમ વસ્ત્ર પેરાવ્યાં અંગે, ખાટે બેઠા અતિ ઉમંગે;
લુંણુ ગોરી બેઠાછે પાસ, તેથી વિઘ્ન થાયછે નાશ. ૧૯
સુકન જોઇને ચાલી જાન, આવ્યા ક્ષેત્રપાલને સ્થાન;
પુજા કરીને હરખેઆ મન, ત્યાંથી ચાલ્યા સર્વે જાન. ૨૦
આવી પોતા નગર મોજાર, સામૈયો ત્યાંછે તૈયાર;
વરરાજા અશ્વના અસવાર, મંગલગીત ગાયછે નાર. ૨૧
ઢોલ શરણાઈ ત્રાંશા તુરી, તેથી શોભા ઉત્તમ કરી;
રમણીક ચોકમાં આવ્યાં જ્યારે, ટીકો બ્રાહ્મણુ ભણ્યાં
ત્યારે. ૨૨
બહુપ્રકારથી પુરી આશ, વર આવ્યાંછે તોરણુ પાસ;

પુંખેછે કન્યાની માત, શણુગાર સજ્યા નવને સાત. ૨૩
અબીઆણી મોરલી છડી, કડશ રૂ ઘોને લાવ્યા ઘડી;
આલમાલ કંઠે રોપાય, સપ્ત શકિતની પુજા થાય. ૨૪
વરકન્યા બેઠાછે આગળ, માતપીતા બેઠાછે પાછળ;
સાઠ અક્ષરનો ઊચ્ચાર થાય, વરને કન્યાદાન દેવાય. ૨૫
આવી બેઠા મંડપ માંહે, નવગ્રહની ત્યાં પુજા થાય;
બાહ્મણ વેદ ભણ્યાછે જ્યારે ફેરા ચાર ફરાવ્યાં ત્યારે. ૨૬
થાનાઇ જાણી સારૂંટાણું, આવી ફરાવ્યું છે ફેલાણું;
સપ્તપદી પરીપુરણ કેવાઇ, લાગાલગમાં લીધા થાનાઇ.
હેમપાત્રમાં લઇ કંસાર, સાસુ લઇ આવ્યાં નિરધાર;
વરરાજા બોલ્યાં તે વાર, વિંજાણું ઉતારી આપો થાર. ૨૮
ચાર મુકીને આવ્યાં બાર, ગયાં જન વાંસે તેણીવાર;
રાત વિતીને થઇ સવાર, છોડાવી ચોરી તેવાર. ૨૯
જાની બેઠા સરખી રીતે, સીરામણ આવ્યુંછે પ્રીતે;
વડી ખીચડી પાપડસાર, ઉપર ઘૃત તામડી ધાર. ૩૦
સીરામણ કરી પરવરેઆં, જાની મનમાં હરખીત થયાં;
સાંજસમે બોલાવ્યાં ફરી, આવ્યાં જાની વેગે કરી. ૩૧
આવી બેઠાં મંડપમાંય, નિરમલ જલથી હાથ ધોવાય;
ચોંઠણીઆ આપેઆંછે ઘણાં, વેવાઇને ઘેર નથી કાંઇ મણાં
પર સારા પાક સાર, તેનો સાંભળજો વિસ્તાર;
મોનથાળને મેસુ પાક, સુરણનાં પિરસ્યાં શાક. ૩૩
સુતરફેણીને ઘેવર ઘણાં, ભાજી ભીંડા ટાંકો ચણા;

બરફી ખાજા મોતીચુર, જાની જીમ્યાછે ભરપુર. ૩૪
ગગન ગાંઠીઆ સેવું સાર, રાઇતાનોછે સ્વાદ અપાર;
કુવરી કેરીનું દાગોલ, વેવાણ બોલ્યા મીઠાં બોલ. ૩૫
બંધન બાંધ્યું છે જે અમે, છુટા થઇને જીમજો તમે;
સુની જાનીએ કર્યો વિચાર, બંધન છોડયુ છે તેવાર.૩૬
છુટા હેમથાલનાં અન્ન, છુટા છત્રીશ ભોજન;
છુટા ઘેવરને ગુંદપાક, છુટા રાઈતા છત્રીશ શાક. ૩૭
છુટા સાટા સારોસાર, છુટી ઘેવરને કંસાર;
છુટી પાપડવડી કડી, છુટી છડીઆદાર ખીચડી. ૩૮
છુટી બરફીને પકવાન, છુટી વરરાજાની જાન;
બંધન છોડી છુટાં થયાં, છુટા જાની જીમતાં થયાં. ૩૯
મધુર બોલ બોલ્યાંછે જેહ, નામ કહું સાંભળજો તેહ;
વિદ્યાવૃદ્ધિનો ઉદ્યમ જે તણું, તેથી મન હરખેછે ઘણું.
વિપ્ર વલ્લભજી રોહાવાસ, પ્રભુ પુરજો સૌની આશ;
ખીર ખાંડ કટોરે નાંખી, જીમણ છુટો દીપક સાક્ષી.

---

# શ્રીરામ ભજન ભાસ્કર.

## અલંકાર ૫ મું.

### ઠુમરી.

રોહા નગરમેં દેવ બીરાજે, રામચંદ્ર મન હારીરે;
સુંદર દેવળ શિખર બંધ, મોહનિ જમીંદર સુખકારીરે.

સિંહાસન પે' નાથ બીરાજે, રઘુવર સાહેકારીરે.
રોહા નગરમે. ૧
લક્ષમણ ભ્રાત અતિ સોહ તહય, નિકટ છે સીતા પ્યારીરે;
અગણીત ભકતો દરશણ કારણ, આવે ભાવ
સુ જારીરે. રોહા. ૨
મત્સર મદ મોહ દંભ તજીને, વંદે જન જે સંભારીરે;
નિષ્કામ ભકિત જે જન ચાહે, તેના છો શ્રેયકારીરે
રોહા. ૩
નખશીખ સોભા રામ તમારી, વર્ણવા ઇચ્છા મારીરે;
જુદા પદથી કથન કરૂં છું દયારામ બલે હારીરે
રોહા. ૪

રાગ-કલ્યાણ.

છો વિશ્વ અધિપતિ શ્રીરામચંદ્રજી,
રાક્ષસો સમી પડયા છે ધનુષ્ય બાણજી;
સીતારામજીવન સધાયાં, પંચવટી મોજાર;
જોગી રૂપે ત્યાં રાવણ આવ્યો હેર્યા સીતાનાર.
છો વિશ્વ. ૧
ખરદુષણ જે રાંક્ષસ હતા તેને જુધથી કીધા ઠારઃ
કાન રૂપવિણ કરી કદ રૂપે સુપણખાં જે નાર.
છો વિશ્વ. ૨
સીતા સોધન કરવા ચાલ્યા શ્રી હરી લક્ષમણ સાથ,

હનુમાનજી આવી મલ્યા ત્યાં માહા બલ પવન કુમાર;
છો વિશ્વ. ૩

જુદ્ધપતી બે ભેગા મલ્યા વાનર રીંછ અપાર,
તેમાં સૌથી સુગ્રાવ મોટો રાજ તણો સરદાર
છો વિશ્વ. ૪

સમુદ્ર ઉપરપાંજ બાંધી સન્યા ઉતારી પાર;
લંકામાં રાવણને માર્યો કહે ભટ મુરજી દાસ.
છો વિશ્વ. ૫

પંદર તીથીઓ.

સખી પડવે તે પંથે ચાલ્યારે, માહાવનનાં તે મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષમણ વીર, રઘુપતિ રામ રૂદેઆમાં રેજોરે. ૧

સખી બીજે મઢીમાં બીરાજેરે, જેવા નદીયો તણા નીર ગાજેરે;
રામ મેલી ગયાં રૂડો રાજ. રઘુપતિરામ૦ ૨

સખી ત્રીજે તે વન ઝાડીરે, દશફુળ મગાવ્યાછે દાડીરે;
સારી સોભે સીતાજીની વાડી. રઘુપતિરામ૦ ૩

સખી ચોથે કેવડીઓ બેકેરે, ફુલ્યા ફુલને મોગરા મેકેરે;
એવી લીલી લતાઓ બેકેરે. રઘુપતિરામ૦ ૪

સખી પંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળોરે;

રામનામ ભણુતો ભાળ્યોરે. રઘુપતિરામ૦ ૫
સખી છઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે આવ્યોરે;
એ મુખનો મરગ બનાવ્યો. રઘુપતિરામ૦ ૬
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડી ભેડા ઉડાડ્યા ભમરારે;
રૂપ સાહીને ઊપાડ્યા ડમરા. રઘુપતિ૦ ૭
સખી આઠમે એને નિહાર્યોરે, ધનુષ ધારીને મૃગલો માર્યોરે;
મૃગ મરતી વખતે પુકાર્યો. રઘુપતિરામ૦ ૮
સખી નોમે તે નાંખ્યો તીરેરે,જઇ લાગ્યો મૃગને શરીરે;
ધાજો ધાજો લક્ષમણ વીર. રઘુપતિરામ૦ ૯
સખી દશમે કહે લક્ષમણનેરે, બેલી વીરો બોલાવે તમનેરે;
આડી આણુ દીધિછે અમને. રઘુપતિ૦ ૧૦
સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાનો લાગ તપાસીરે;
રાવણ સીતાને લઇગયો નાસી. રઘુપતિરામ૦ ૧૧
સખી બારસે હનુમાન બળીયારે, ઠેકી સમુદ્ર પાર નીકળ્યારે;
જઇ જોગ માયાને મળીયા. રઘુપતિરામ૦ ૧૨

સખી તેરસે ત્રાંબાળુ વાગેરે, હાંક હનુમાન કેરી વાગેરે;
લાય લંકાના ગઢમાં લાગે. રઘુપતિ૰ ૧૩
સખી ચતુર્દશે ચીત વિચારીરે, ફોજ વાંદરની રચી સારીરે;
રામે રાવણને નાંખ્યો મારી. રઘુપતિ૰ ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે, ચાર સુખી સુતેડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા. રઘુપતિ૰ ૧૫

---

જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા
ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે
ચાલીસ, તે સમય રામચંદ્રજીએ કહ્યું
કે, તમે પિયર જાઓ અથવા
અહીં રહો તે વિષેનું ઘોળ.

---

રામ લક્ષમણ વન સીધાવતાં,
સતી સીતાને આવતાં સાથ, કહે રઘૂનાથ, પધારો પ્રિયપ્યારી.
નહિં તો અહીં રહો સાસરના રાજમાં,
હેતે હળીમળી સંગાથ, નહિં તો જોડી હાથ. પ૰ ૧
અમે વસતીમાં નહિ વસીએ વિનતા,
અમે કરશું જઇ વનવાસ, તમે પામો ત્રાસ. પધા૰ ૨

સાથે રથકે ઘોડું નહિ રાખીએ,
નહિ રાખીએ દાસીકે દાસ, કોઈ અમ પાસ. ૫૦ ૩
તમે કોશનો પંથ કીધો નથી,
ચરણુ ચાલવાથી પામો ત્રાસ, લીંટી ખેંચો નાક. ૫૦ ૪
અમે વનફળ ખાઇ ખુશીમાં રહેશું,
કોઇ દિવશ તો શાક, વિના લુણુ પાક. પધારો૦ ૫
વનમાં નથો મંદિર માળીયાં,
નથી પહોડવા કાજ પલંગ, રંગીત નવ રંગ. ૫૦ ૬
કરશુ ઘાશ કે પાનની ઝુપડી,
સુવા સાથ રોતે ખુચે અંગ, એમાં શો ઉમંગ. ૫૦ ૭
વનમાં હીરનાં ચીર તો નહી મળે,
વનમાં નહિ મળે ફરતા ફુલેલ, કે તેલ ધુપેલ. ૫૦ ૮
વનમાં નહિ મળે શાણી સાહેલીયો,
કરશો કે સંગે ખાંતથી ખેલ, ઉમંગ ભરેલ. ૫૦ ૯
ઉષ્ણુકાળે વાશે ઊના વાયરા,
એવું દેખીને થાશો ઊદાસ, જ્યારે જેઠ માસ. ૫૦ ૧૦
વરસસે મેઘને ઝબકશે વીજળી,
તેવે ટાણે તો તરૂ તળે વાસ, નહિ છત્ર પાસ. ૫૦ ૧૧
વનમાં ઘાતકી રહેછે રાક્ષણુ ઘણાં,
ચારે તરફ ફરે બહુ ચોર, જેનું ઘણું જોર. ૫૦ ૧૨
વનમાં વાઘ વરૂને વાંદર જેવાં,
ઘણાં વિચરે જનાવર ઘોર, બચે નહિ ઢોર. ૫૦ ૧૩

મોટા પરવત દેખીને માનવી,
તેને નજરે જોયા નહિ જાય, દીઠે ખાવા ધાય. પ૦ ૧૪
તમે રાજકન્યા કાયા કોમળી,
વનવાસનાં દુઃખ ન વેઠાય, કાયા કરમાય. પ૦ ૧૫
ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં,
નથી નિસર્યા કહી ઘર બાર, છો નાજુક નાર. પ૦ ૧૬
તમે છોટી ઉમર વર્ષ સોળનાં,
નથી સંકટ વેઠયા લગાર, તમે કોઇ વાર. પ૦ ૧૭
પરણી આવીને પીયર ગયાં નથી,
તમને મલવાને ઇચ્છેછે ગાય, ચોપે ચીતરાય. પ૦ ૧૮
રાજા જનકજી તમને જંખે ઘણાં,
તેના સંદેશા આવે સદાય, તેડાં પાછા જાય. પ૦ ૧૯
ભાત ભાતનાં ભોજન ભાવતાં,
તમને મોકલશે મહિપાળ, પુરાવીને થાલ. પ૦ ૨૦
તમો મનને વિશે શંશય નવ રાખશો,
લેશું સ્નેહ તમારી સંભાળ, ત્યારે તત્કાળ. પ૦ ૨૧
રૂડી મીથીલાપુરી મનમાનતી,
તેમાં પામશો પરમ વિરામ, છે બાપનું ગામ. પ૦ ૨૨
ગોરી તમને ગમે તેમ હું કરૂં,
એમ દલપતરામનો શ્યામ, કહે રાજારામ. પધા૦ ૨૩

## પછી સીતાજી બોલ્યા તેનું ધોળ.

રાગ એજ.

એવું સાંભળી સીતાજી કહે,
સુણો સુંદર શ્યામ સુજાણ, પ્યારા મારા પ્રાણ,
સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વાહ્લા કહો,
તેતો બોલ લાગે તીખા બાણ. રઘુકુળ ભાણ. સાથે૦ ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં,
તમથી વેગળી તે પરેશ, હું શું જાણું હમેશ. સા૦ ૨
તમે જોગીનો વેશ જો ધારશો,
તો હું જોગણનું ધરૂં વેશ, જટા કરૂં કેશ. સા૦ ૩
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે,
તમે દુખમાં તો દુખ માહરે દેહ, એમાં શું સંદેહ. ૪
જે કોઇ પરણ્યા પછી રહે પીઅરમાં,
અવતાર બળો ધીક એહ, સુવા જેવી તેહ. સા૦ ૫
સ્વામી તમ વિના મિંદરને માળીઆ,
ભાસે પરવત મોટા સમાન, વસ્તીતો વેરાન. સા૦ ૬
મહા વનમાં ભારી વસ્તી ભાસશે,
જ્યારે પામીશ દરશન દાન, કૃપા નીધાન. સા૦ ૭
સાસુ સસરાને માતપીતા સઉ,
ભલે જીવો કરો રૂડા કાજ, મને મહારાજ. સા૦ ૮

સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને,
સ્વામી શું કરૂં સૈયર સમાજ, કેનું નથી કાજ. સા૦ ૯
સાચુ સગપણુ જગમાં સ્વામી તણું,
બીજો સ્વારથી સઘળો સંસાર, કુટુંબ પરિવાર. સા૦૧૦
મારા લાડ પાલણુ તપે લાલની,
બીજો નથી આંસુનો લુનાર, કે એકે આધાર, સા૦ ૧૧
કાયા પ્રાણુથકી જો જુદી રહે,
તોહું તમથી જુદી પડી છેક, જીવું તજી ટેક. સા૦ ૧૨
જો કોઇ જળથી જુદી પાડી માછલી,
રાખો દુધમાં કરી વિવેક, જીવે પળ એક. સા૦ ૧૩
તમો સુખના સાગર રહો વેગળા,
પછી શું કરૂં રાજને પાટ, હવેલીનાં ઠાઠ. સા૦ ૧૪
મને હીરનાં ચીર ગમે નહીં,
મને નગમે ઘરેણાનાં ઘાટ, મટાડો ઉચાટ. સા૦ ૧૫
હુંતો તમને દીઠે થાઊં દેખતી,
અણુદીઠે તો આંધળી ભીત, જનમની એ રીત. સા૦૧૬
મેંતો સ્નેહ તોડયો સહુ લોકથી,
બાંધિ તમ સાથે પુરણ પ્રીત, ચોરાયું છે ચીત૦ સા૦૧૭
જમવું જીવન તમથી જુદા પડી,
હોય વિધવિધના પકવાન, તે વીખના નીશાન. સા૦૧૮
કરીએ ભોજન તમ સંગે ભાવથી,
હોય કેવળ શાકકે પાન, તે મેવા સમાન. સા૦ ૧૯

પડશે તડકાનો તાપ વૈશાખમાં,
તેતો જાણીશ ચંદ્ર પ્રકાશ, રહી તમ પાશ. સા૦ ૨૦
મુજને મેલીને જો પંથ પધારશો,
આવી મળવાની ન ધરશો આશ, નિશ્ચે પામું નાશ.
કરતી વાત ઢળી પળી ધરણીએ,
નારી જાનકી થઈને નિરાશ, કહે લેતી શ્વાસ. સા૦ ૨૨
દયા કરી દેવ દલપતરામને,
સતી સીતાને દેખી ઉદાસ, જતાં વનવાસ. સા૦ ૨૩

---

## શ્રીરામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનું ધોળ.

મામેરૂં મોધામુલનું-એ રાગ.

સ્વસ્તિ શ્રીપુરી લંકા સોહામણી,
જયાં રાજેછે જનક કુંવરી, પ્રીતમ લખે પ્યારીને. ૧
ગોરી દૈવના જોગે જુદા પડયા,
પણ પ્રાણ મારા તુજ પાશ, પ્રીતમ લખે પ્યારીને;
બેસું બાગબગીચે કે બંગલે,
રહું તમ વિના અધિક ઉદાસ, પ્રીતમ લખે પ્યા૦ ૨
તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભળે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય, પ્રીતમ લખે પ્યારીને;
તારા હેતથી હૈડું ભરાય છે,
તેતો લેખણથી ન લખાય, પ્રીતમ લખે પ્યારીને. ૩

મારે અરથે તપે બાળાપણુ થકી,
તજ્યો સઘળો પીયર પરિવાર, પ્રીતમ લખે પ્યારીને;
મારાં લેશ વચન નહી લોપીયાં,
નથી કોપીયા કહિયે લગાર, પ્રીતમ લખે પ્યારીને. ૪
તારી નમૃતા અમૃતથી ગળી,
વળી શોભીતો શાંત સ્વભાવ, પ્રીતમ લખે પ્યારીને;
જેથી મનની ઉદાસી તુર્ત મટે,
તારા બોલનો એવો બનાવ, પ્રીતમ લખે પ્યારીને. ૫
ગોરા દે તારા ગુણુ કેમ વીસરે,
કેમ વિસરે વાલમ ભર્યા વેણુ, પ્રીતમ લખે પ્યારીને;
હેતે હસતુ વદન તારૂં વીનતા,
મારા નીરખવા તલખેછે નેણુ, પ્રીતમ લખે પ્યારીને. ૬
દિવશે તુજ વિના દિલમાં ગોઠે નહિ,
પીવું પાણી કે જમવું અનાજ, પ્રીતમ લખે પ્યારીને;
રાતે રોઈને આંખ્યો રાતી થઈ,
લોક પુછે તો આવે લાજ, પ્રીતમ લખે પ્યારીને. ૭
ગોરી મનમાં ધિરજ ધરી રાખવી,
કાલે ભાગશે ભવના વિયોગ, પ્રીતમ લખે પ્યારીને;
જેથી રીઝે આપણને જગતપતી,
એવો અહોનીશ કરવો ઉદ્યોગ, પ્રીતમ લખે પ્યારીને. ૮
જે જે વૃદ્ધ વાળોંશીઓ શુદ્ધ,
તેને પ્રીતેથી કહેજો પ્રણામ, પ્રીતમ લખે પ્યારીને;

વિભિષણ મારા મિત્ર પવિત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ, પ્રીતમ લખે પ્યારીને. ૯
જોઇતી વસ્તુ જરૂર મગાવજો,
કશી વાતે મુંજાશો તન ન, પ્રીતમ લખે પ્યારીને;
કાલે દેખીશું દિવસ આનંદના,
જાશે વિસરી દુઃખ ભર્યા દન, પ્રીતમ લખે પ્યારીને. ૧૦
જે જે પ્યારી તમારી સાહેલીઓ,
તેને પણ મારા કહેજો જુહાર, પ્રીતમ લખે પ્યારીને;
સાસુ સસરાની આશીષે સુંદરી,
મળશું ભામનીને ભરતાર, પ્રીતમ લખે પ્યારીને. ૧૧
વધે સ્નેહને સંપ સુજન સાથે,
તેથી તનમન રાખજો ટેવ, પ્રીતમ લખે પ્યારીને;
અમે થોડી અવધે હવે આવશું,
એમ દલપતરામનો દેવ, પ્રીતમ લખે પ્યારીને. ૧૨

---

## સીતાજીએ રામચંદ્રજીને કાગળ લખ્યો તેનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

સ્વસ્તિશ્રી શુભસ્થાન સોહામણું,
જ્યાં રાજે સદા રઘુનાથ, કાગલ લખે કામની;
લખે લંકા થકી સીતા સુંદરી,
હેતે વદે જોડી જોડ હાથ. કાગળ૦ ૧

પત્ર આવ્યો તમારો પ્રીતે ભર્યો,
વહાલા વાંચી થયો વિશ્રામ. ફાગળ૦ ૨
પ્રાણ જીવન તમથી જુદા પડે,
ઘણા દીવશ થયાં ઘન શામ ફાગળ૦ ૩
માટે મળવાને મન અકળાયછે,
ઘડી એક તે જુગ જેવી જાય. ફાગળ૦
મારા નેણનાં નીરથી નાથજી,
સુતા રજનીમાં સેજ ભીંજાય. ફાગળ૦ ૪
ઘેર ચાલો હવે તો ઘણી થઇ,
નહીંતો જીવડો જાશે જરૂર. ફાગળ૦
દૈવે પાંખો આપી હોય પીંડમાં,
ઉડી આવું દેશાવર દુર. ફાગળ૦ ૫
વાલા નિત્ય નવી વારતા વાંચીએ,
જેથી પામીએ પુરો પ્રમોદ. ફાગળ૦
ચતુરાઇના ચોજ હું ચાલવું,
આવો વિધાના કરીએ વિનોદ. ફાગળ૦ ૬
તાંબા કુંડી ઊંડી રૂડી ઓપતી,
ભાવે ભરૂં મહિ નીરમ માનીર. ફાગળ૦
બેસો બાજોઠે ચડી મારા ચોકમાં,
સ્વામી નવરાવું ચોળી શરીર. ફાગળ૦ ૭
કરૂં સરસ રસોઈ રૂડા રીતથી,
પ્રીતે પીરશીને બેસું હું પાસ. ફાગળ૦
ઉ

એવા દિવસ તે કયારે દેખાડશો,
કયારે અંદરની પુરશો આશ. કાગળ૦ ૮
સ્વામી તમ વિના પીઅરને સાસરૂં,
સુનો લાગે સઘળો સંસાર. કાગળ૦
મારા માથાથી મોંઘા પ્રભુ તમે,
મારા આતમાના છો આધાર. કાગળ૦ ૯
આપે પરવના દીન સુખ સરવને,
હું તો શોકે ઉદાસી સદાય. કાગળ૦
ગાજે મેઘને દમકે જો દામની,
આખી જામની જંપ ન થાય. કાગળ૦ ૧૦
હું તો સુની દેખું સુખ સેજડી,
ખાલી મોંદર ખાવાને ધાય. કાગળ૦
ભરી વસતી ઉજડ જેવી ભાસેછે,
એક તમ વિના ત્રીભુવન રાય. કાગળ૦ ૧૧
વાલાહું તમને કેમ વિસરી,
કેમ વિસરીયું દાદાનું વતન. કાગળ૦
પત્ર વાંચીને વહેલા પધારજો,
સ્વામી શરિરના કરજો જતન. કાગળ૦ ૧૨
કોઇને દુખીઆ દેખીને દુઃખ પામતા,
તેવી નાથ તમારી છે ટેવ. કાગળ૦
આવે અવસરે કેમ કઠણ થયાં,
તમે દલપતરામનાં દેવ. કાગળ૦ ૧૩

રાગ-હિંડી.

અરજ રામચંદ્ર સુનીલ્યો હમારીરે,
તે માટે, કહુ છું સ્વામી અંતરજામી, પુર્વ પિની
પ્યાર રે. પારારે૦
કદાચિત કોટી જતન ભવન માંહી રાખો,
તમવિન પ્રાણુ છીનદે ત્યાગી નાએખું (તે માટે)
પ્રાણુનાથ, લ્યો સાથ, યહિત્રાત ધારી ધારીરે. અ. ૧
પંથ કરત થકીત હોત ચરણુ કમલ આપું,
જલ પાન ફલ કુલકંદ મુલ આપું, (તે માટે)
છુંરે દાશી, ચરણુત્રા વાસી, કિંકરી તમારીરે,
મારારે. અરજ૦ ૨
નિસીચર વનમાહીં રહત બલવાના,
તમ વિના ચિતવે કોન, કરૂણા નિધાન; (તે માટે)
અગ્નિ સંગ રંગપ તંગુ, નિજ દેહ બારી બારીરે. અ. ૩
નિસોચર વનમાંહી, રહત ત્યહિ દુખ ટારો;
ખર દુહુસેન વ્યાધિ તિસરા સાંભળો (તે માટે)
સિવરી નારી, તમે ઓધારા, પારમેઊ કારી કારીરે.
અરજ૦ ૪
બ્રહ્મા ઇંદ્ર દેવ વચન તમહિંજ દિન્હાંરે,
મોહ લેકર સંગ નાથ, સાથ, સાહે કિન્હાં, (તે માટે)
દે ત્યાં મારી, અસુર સંહારી, દેવતા સુખકારી, કારીરે.
અરજ૦ ૫

વિભિષણને દિયો રાજ સિંધુ પાંજ બાધો;
જાન કીકું લીયો સંગ, કરત જોશી લાધો;
ત માટે રાવણુ મારો, સીતા વારી, જસ તારણુ તારો
તારોરે અરજ૦ ૬

દોહરો *

શ્રી રઘુનાથ કૃપા કરી,
રાંખો મુજ શાર હાથ;
મહ મમતાને મુકવા,
ચંહું ચરણુ તુજ નાથ.
દ્રષ્ટી દરશાન કારણે,
જીવ બહુ લલ ચાય;
સમરણુ આપો તમ તણો,
તરવા ભવ જલ થાય.

---

## ભકત-ભૂષણ.

### અલંકાર ૬ ઠું.

### શ્રી ભકતશિરોમણી પ્રહલાદજીની પાઠ.

પ્રથમ નારદમુનીરે હરી હરી, સાંભળજે નરસંગરે
હરી હરી;

---

* આ દોહરાના દરેક લટીઓ પહેલા અક્ષરની ઉભી લાઈ વાંચવાં શ્રી રામચંદ્રજી સવ, એમ વાંચાશે.

બ્રહ્માજી નાથને ભજીએરે હરી હરી, પાપ તે સર્વે
તજીએરે હરી હરી.
પાપ મેલેયા પરજારીરે હરી હરી, પ્રહલ્લાદ વગાડી
તાડારે હરી હરી.
પાંચ વરશાનું બાલરે હરી હરી, નિશાળે ભણવાને
જાયેરે હરી હરી.
નિશાળીઆ સર્વે જાણેરે હરી હરી, લાગે આ પ્રહ-
લ્લાદજીને પાયરે હરી હરી.
નિશાળીઆ સરવે ગોપીરે હરી હરી, છાપા તીલક
શોર ટોપીરે હરી હરી.
નિશાળીએ શંખકું કચોરે હરી હરી, પાટીને ખડીયું
મુકયુંરે હરી હરી.
શામા મલ્યા રામ ગોરરે હરી હરી, હૃદયમાં તુલસીનો
હારરે હરી હરી.
મુકયા કુંટબ પરીવારરે હરી હરી, મિથ્યાઆ સંસા-
રરે હરી હરી.
જોબણુવતી વાલીરે હરી હરી, લોક જાણે પ્યારીરે
હરી હરી.
જીવ જાણે ધન જોડયુંરે હરી હરી, ન જાણે આયુષ્ય
થોડીરે હરી હરી.
નાન પણુમાં હરી ભજીએરે હરી હરી, મોહને માયા
તજીએરે હરી હરી.

વૃદ્ધ વ્યવસ્થામાં સમરણ કરીએરે હરી હરી, અધ-
વચ આવ્યો મરણરે હરી હરી.
મરીને નષ્ટે અવતર સુંરે હરી હરી, મિથ્યા આ
સંસારરે હરી હરી.
દોહેલો છે જનનીનો પ્રેમરે હરી હરી, ક્રમે તે કોણ
મુખે લધુંરે હરી હરી.
જેવું છે મસ્તક ઉંધેરે હરી હરી, તેમાં તે કોણ
છોડાવેરે હરી હરી.
માથે છે મરણની ઘાતરે હરી હરી, તેમાંથી નાથ
છોડાવેરે હરી હરી.
ભાકત વિના સુખ કયાથીરે હરી હરી, નિશાળીઆ
સરવે જાણેરે હરી હરી.
ગુરૂજી મન વિચારોરે હરી હરી, છે પાસે પણ ન્યા-
રોરે હરી હરી.
ગુરૂજી કુપમાં તે ડારેરે હરી હરી, ટોપીને માલા
પેરોરે હરી.
આંગળી લગાડયા પ્રહલ્લાદરે હરી હરી, ચાલે આરાએરે
ધોવારેરે હરી હરી.
રાએજી તમારો બાલરે હરી હરી, ભણે છે આરપં
પારરે હરી હરી.
ખોળેબે સાળયો બાલરે હરી હરી, શું ભણી આવ્યો
મોરાતનરે હરી હરી.

પીતાજી તુમ પ્રતાપરે હરી હરી, હું ભણી આવ્યો
રામકૃષ્ણરે હરી હરી.
તેને તું મલ જ મોરાતનરે હરી હરી, સોંપુ રાજને
પાટરે હરી હરી.
રાજેન સીજે મોરાકાજરે હરી હરી, મુને ભજવો
શ્રીમાહારાજરે હરી હરી.
ભોંએ પછાડયો બાલરે હરી હરી, રાણીજી નિશરેઆ
ઘર બારરે હરી હરી.
બરેઓ તમારો સ્વભાવરે હરી હરી, બાલક ન જાણે
પડી હડારે હરી હરી.
બાલકની બુદ્ધિ થોડીરે હરી હરી, બાલક ન જાણે
ઉઠી પેરીરે હરી હરી.
નથી બુદ્ધિએની થોડીરે હરી હરી, માથે આયોએનો
કાલરે હરી હરી.
માતાજી ભીડે જાલી બાથરે હરી હરી, પુત્ર છો પ્રાણજી-
વનરે હરી હરી.
પુત્ર છો હેકાહેકરે હરી હરી, હરી ભજેઆની મેલો
ટેકરે હરી હરી.
ઘેલા થયાં મોરી માતરે હરી હરી, છાના તે સમરણ
કેમ થાયરે હરી હરી.
સુરજ છાબડે ન ઢંકાયરે હરી હરી, અખીએ અદીઠ
થાયરે હરી હરી.

પરવતે પછાડયોરે હરી હરી, અગનીએ જલાવોરે
હરી હરી.
જલમાંએ જપલાવોરે હરી હરી, ગ્રંધ્રપ આવીને ગાજી-
ઓરે હરી હરી.
અપસરા આવીને નાખ્યુ.રે હરી હરી, ધરણીએ નેત્રજ
ધરેયારે હરી હરી.
બોલ્યા જે નરસંગરે હરી હરી, ગોવાળીઆ સરવે આવે-
આરે હરી હરી.
સફલ તમારો કાજરે હરી હરી, પીતાજીએ તેડાવ્યોરે
હરી હરી.
કીંઆ તમારો નાથરે હરી હરી, તોમે ન સુમે મોરો
નાથરે હરી હરી.
સઘળી સભા મોરો નાથરે હરી હરી, થંભ તપ્યો
અપારરે હરી હરી.
નાખ્યો પ્રલાદજી લાથરે હરી હરી, ત્યાંકને બીતુ
બાલરે હરી હરી.
ચલાવી કીડીની હારરે હરી હરી, ભીણું જાલઇ હારરે
હરી હરી.
થંભ ફુટયો ભડકેરે હરી હરી, પ્રગટયા જે નરસંગરે
હરી હરી.
આસન વારી બેઠા ભૂપરે હરી હરી, ફલોઢે ફલકડેરે
હરી હરી.

નલોઢે ન લકુડેરે હરી હરી, કહીન કરાતરે હરી હરી.
નહીન કરાતરે હરી હરી, કમંજ કેબારરે હરી હરી.
નમેજન બારરે હરી હરી, સ્વામી મુજા સજા કાલરે
હરી હરી,
હરી બેઠા હાર પેરીરે હરી હરી, લક્ષમીજી આવો મોરી
માતરે હરી હરી.
કેમરી જાવું તારો નાથરે હરી હરી, તમારા ઉપર માતા
મોટીરે હરી હરી.
વરશ થયાં વિશ્રુભરરે હરી હરી, હરે પુરો મારી આશારે
હરી હરી.
ખોળે બેસાડીઓ દાશરે હરી હરી, હવે પુરૂં તારી
આશારે હરી હરી.
ખોળે બેસાડયું બાલરે હરી હરી, હું તારા ચરણનો
દાશરે હરી હરી.
ગાએ શીખેને સુણે સાંભળેરે હરી હરી, તેને તે વૈકુંઠ
વાસરે હરી હરી.
ગાએ શ્રી બ્રહ્માનંદ ભટરે હરી હરી, તેના તે વૈકુંઠ
વાસરે હરી હરી.

ધનાશ્રી.

ભક્તિ થકી વશ થાય, દયાનિધિ ભકિત થકી વશ થાય.
ભવ ભંજનની ભકિત કર્યાથી, જન્મ મરણ ભય જાય.
દયા૦ ૧

વિદ્યાનિધિ મોટા મુની છોડી, પશુગજ માટે ધાય,
દુર્યોધન ભોજન તજી, રૂચીથી શાક વિદુર ઘર ખાય.
દયા૦ ૨
જેના મુખ પ્રસાદ કણ સારૂ, બ્રહ્માદિક લલચાય;
શુદ્ર સ્ત્રી ભિલ્લીના બોરો, લેતાતેન લજાય. દયા. ૩
જે પર છત્ર ધરે પ્રેમથી, અમર છત્રપતિ રાય,
તે ગિરિછત્ર ધરી સ્થિર કરમાં, ભજે ગોપને ગાય.
દયા૦ ૪
વિધિ શિવ શેષ અશેષ વેદમાં, જેના દાસ કહાય;
અણુ વાણે પદ દ્રુપદ સુતાના, દાસબની તે જાય.
દયા. ૫
વિદ્યા વૈભવ વિવિધ વચન બળ, કોઇ થકી ન રીઝાય;
ગોવરધન પ્રભુ પ્રેમ બંધનથી, દીન બંધુ બંધાય.
દયા. ૬

રાગ-ઠુમરી.

ભકિત સદા હે પ્રભુકી-ટેક.
શ્રવણ ભકિત પરીક્ષત નેકીની, સપ્તઃદીવસ બહુ પ્યાર
પ્રભુ. ૧
કીરતન જો ભકિત હે દુજી, શદ ઉપદેશ વિચાર. પ્ર. ૨
શોકીની શુકદેવ ભાગવત, વ્યાખ્યા બહુ વિશ તાર.
પ્રભુ. ૩

જો પ્રભુ પુરણ ઘટ ઘટશામરથ, સચીત સરવા ધાર.
પ્રભુ. ૪
અસુર સુનું પ્રહલાદ સ્મરણ કરી, કીનો નીજ ઉધાર.
પ્રભુ. ૫
લક્ષમીને પ્રભુ પદકે સેવન,કીનો વિવિધ પ્રકાર પ્ર. ૬
પુજન પ્રભુકો પૃથુને કીનો, અક્રુર વંદન અપાર. પ્ર. ૭
દાશ ભકિત હનુમાન કરી શુભ, તન મન રહીત વિચાર,
પ્રભુ. ૮
સખા ભકિત અરજુનકી અતિશય, પ્રભુશો એકાકાર'
પ્રભુ. ૯
સરવ સમરપણ બલીને કીનો, ભુધર દેહા ગાર. પ્ર. ૧૦
મહવન જન પ્રભુકો પહચાની, હો ગયે મુકતા હાર.
પ્રભુ. ૧૧
યહકૃષ્ણ કહતે જય કૃષ્ણ જ્ઞાનકો, સાધન મુકિત પુકાર.
પ્રભુ. ૧૨

રાગ—મોજ,

ગોવિંદ નામકો આધાર, પ્યારેન રમણ લે વારંવાર.
ગો૦ ટેક.
પિપા ઓર સુદામા તારે, જન નરસિંહાકે પ્રભુ
કારજ સારે;
થામ ફાડ પ્રહલાદ ઊગારે, ધરી નરસિંહ અવતાર.
ગોવિંદ૦ ૧

દ્રૌપદી સતીકો ચીર બઢાયો, દુષાસનકો પ્રભુ માન
હટાયો;
ગજકો કાજ પ્રભુજી પધારે, છાંડ ગરૂડ અશવાર. ૨
દૂર્યોધનકા મેવા ત્યાગે, ભકત વિદુર ઘર ભાજી પાઇ;
સેન ભકતકા સંસા મટાયા, નાઇ ભયે મોરાર. ગો૦૩
ગોવિંદ નામ સદા સુખદાઇ, જીન સમર્યોતિ નહી
ગતી પાઇ;
શ્રી ભટ પ્રભુજી કાહે ચતુરાઇ, મહિમા અપરંપાર. ૪

રાગ-ઠુમરી.

દૈવ કરે શો હો, ઓર નહી—ટેક.
દશરથ કૈકઇ વશ હોયકર, રામ બીના બહુ રોય.
ઓર૦ ૧
દશરથને જબ દેહ તજયો તબ, પાસ પુત્ર નહી કોય. ૨
રામચંદ્ર ઓર સીતા લછમન, બનમે બીચરત દોય. ૩
માયા મૃગમે મોહીત હોકર, સીતા દેવી ખોય. ઓર૦૪
જનપુત્રી ઓર રામ પ્રીયાશો, રાવણકે બન શોય. ૫
પાંડુ પુત્ર કુંતા દ્રુપદીનકો, દુઃખમે દીયે ડુબોય. ૬
રાજ ગયો બનમે બીચરત નીત, સુખ રંચક નહી
હોય. ઓર૦ ૭
નળ દમયંતી હરીચંદ્રકો, જાનત હે સબ કોય. ૯
રોગી જીવત મરત નિરોગી, ઉલટ સુલટ સબ જોય. ૧૦

કૃષ્ણ ગયે વસુદેવ દેવકી, મધ રહે ગયે દોય. ઓ૦ ૧૧
કૃષ્ણ ભજો જયકૃષ્ણ પીછાનકે, તાબીન સુખ નહિ
કોય. ઓર૦ ૧૨

પદ.

દયાધરમ નહિ મનમે, મુખડા કયા દેખો દરપણમેં. ટેક
જબલગ ફુલ રહે ફુલવાડી, બાસ રહે નિજ ફુલમે;
એકદિન એસી હોજાવેંગી, ધુલ ઉડેંગી તનમેં. મુ૦ ૧
ચુવાચંદન અબીર અગરજા, શોભે ગોરે તનમે;
ધન જોબન ઢોંગરકા પાની, ઢલ જાવેગા ખનમેં. મુ૦ ૨
નદી ગેરી હરીનાવ પુરાની, ઉતરે ચાહે સંગમેં;
ગુરૂમુખ હોય સો પાર ઉતરે, નગરા ડુબે ઉનમેં. મુ૦૩
કવડી કવડી માયા જોડી, સુરત રહી નિજ ધનમેં;
દસ દરવાજે ઘેર લીયે જબ, રહી ગઇ મનકી મનમે. ૪
પગીઆ બાંધે પગ પવારે, તબ ભુલા ભુલનમેં;
કહે કબીરા સુનબાઈ સાધુ,એ કયા લપટ રહે મનમેં.૫

જીવને શિખામણ.

(હરે અંજનીના જાયા હનુમાન રે સમરૂં બજરંગી—એ રાગ.)

હરે જીવ જોને અભાગીઆ જાગીરે, ઊંઘ તુને કેમ આવે;
તારા બાર ઊપર બેરખી વાગીરે, ઊંઘ તુને કેમ૦ ૧
તારી ડાપણમાં લાહય હવે લાગીરે, ઊંઘ તુને કેમ૦ ૨

સાખી.

હરે કાલા હતા ત્યારે કાંઇ ન સમજયો, મોહમાયામાં
રહયો મોહી;

ઘોરા આવ્યા ત્યારે ધ્રુજવાને લાગ્યો,
તારી કાયા ગઇછે ભાંગીરે. ઊંઘ તુને કેમ આવે૦ ૩

સાખી.

સાતે ઘોડે સામટો ચડતો, અને નોબત નીશાન
રહ્યાં વાગી;
પાલખીએ બેસી પાણી મગાવતો,
તારી કાયાનાં ઢોલહ રયાં વાગીરે. ઊંઘ તુને કેમ૦ ૪

સાખી.

મધ્ય સમુદરે વાણુ આવ્યુંને, વાણુ ગયુંછે બુડી;
ધણીઆમાં ડુબકી ખાઇ રહયોરે,
હરે તારા લોઢાના લોઢ ગયાં ઉઠીરે. ઊંઘ તુને કેમ૦ ૫

સાખી.

મોહમાયામાં મોહી રહયો, અને તૃષ્ણા ન શકયો ત્યાગી;
કર જોડીને દયારામ વિનવે,
તુને હજી શીખામણ ન આવે. ઊંઘ તુને કેમ આવે૦ ૬

---

# ભજન—ભાનુ.

## અલંકાર ૭ મું.

રાગ—બનજારા.

જુઠી જાડ જગતની જાણો, એમાં અંદેશો નહીં આણો;
પિતુ માત અને સુત નારી, નથી અંતે ખરા હિતકારી;
વદું વચન સત્ય પ્રમાણો. જુઠી૦ ૧

ક્ષણ ભંગુરછે આ દેહ, નહીંરે અવિચળ તેહ;
અભિમાન ઉર નહિ આણો. જુઠી૦ ૨
થયો રાવણ બહુ બલવંત, જેણે રચ્યા પ્રપંચ અનંત;
પણ અંત સમે શું કમાણો. જુઠી૦ ૩
ગ્રહી જાડ કાલ ફરે છે, પલમાં જન પ્રાણ હરેછે;
નહીં રહે રંક કે રાણો. જુઠી૦ ૪
પ્રાણી આવ્યો તું સારો કરવા, ધ્યાન ધરણી ધરનું
ધરવા;
પણ અધવચ આવી લુંટાણો. જુઠી૦ ૫
દીધિ દૌલત દૈવે જ્યારે, થયો મહાંત તુંતો ત્યારે;
અભિમાનથી મન અકલાણો. જુઠી૦ ૬
તજ્યું રટણ રઘુવરનું, લાગ્યું લફરૂં પાછળ ઘરનું;
થઇ ફુલણ ખુબ ફુલાણો. જુઠી૦ ૭
કરે કાંકરો કીંકરી કામ, ભરે લોકો સહાય સલામ;
તેના મદમાં તું મુર્ખ તણાણો. જુઠી૦ ૮
તને વંદે સેવક ગરવા, તેની ધરે નહિ તું પરવા;
એક પાપ માટે તણાણો. જુઠી૦ ૯
પરદોલત ને પરનારી, તુજને લાગે તે પ્યારી;
લાગી લગની લંપટ લપટાણો. જુઠી૦ ૧૦
શ્રીરામ તું શ્રવણ નથી ધરતો, મદમસ્ત બની પગ
ભરતો;
પાપી પ્રાણી માયામાં મુંજાતો. જુઠી૦ ૧૧

તજ્યું અમૃત તે નીરભાગી, લીધું વિષ હળાહળ માગી;
મુગટ પારષ્ટ શિવ કારો પાણો. જુઠી૦ ૧૨
બહુ દિન જનને દુઃખ દીધાં, અતી અધમોધમ તેં
કીધા;
પરી બ્રહ્મ પ્રભુ ન પીછાણો. જુઠી૦ ૧૩
ગયું જ્ઞાન થયું બેભાન, ભુલ્યો રામતણો તું નામ;
જીવ ભમણાં માંહે ભમાણો. જુઠી૦ ૧૪
થશે ખલ્લક સરવે ખાલી, જશે એક પછી એક ચાલી;
પછી થાય શું માડચે મોકાણો. જુઠી૦ ૧૫
કહે સુંદરજી કરી સ્તુતિ, કરે ભકિત તો મડે મુગતી;
વદે વેદશાસ્ત્ર પુરાણો. જુઠી૦ ૧૬

## ભરથરીનું.

દિલડા સંભાર અપને પુરવ જનમના સંજોગછે;
તે દહાડાનો હુંતો મૃત્યુક પામીઓ;
તું કેમ ન આવી મારે પાશ, રાણી પિંગલા. દિ૦ ટેક
પેલા યુગમાં તું રાણી પોપટીને હુંરે પોપટ રાયરે;
કદલી વનમાં ચારો ચરતાં, સુડલે મારી મુને ચાંચરે. ૧
બીજા જુગમાં તું રાણી મૃગલી ને હું મુગ રાયરે;
પારાધી આવીને ફાંસલો નાંખ્યો, ફાંસલે ગયાં મારા
પ્રાણ. રાણી૦ ૨
ત્રીજા જુગમાં તું રાણી બ્રાહ્મણી, અને હું પંડિત રાયરે

શિવજીને કારણ ફુલ વિણુવા ગયાં તાં, ડસી મક્કા
રૂડે નાગ. રાણી૦ ૩
ચોથા જુગમાં તું રાણી પિંગલા, ને હું ભરથરી રાયરે;
સતને કારણ અલખ જગાયા,ભીક્ષા આપો મોરીમાત.૪
જ્ઞાન લાગો વૈરાગ ઉપજ્યો, શાંતા ગુરૂજીને પાસરે;
ગુરૂને પ્રતાપે એમ ગાવેરે ભરથરી, નવા નાથા
માંહેલો નાથ. રાણી૦ ૫

ગોપીચંદનું.

ભલો ભલોરે રાજા સિધ્ધરે ગોપીચંદ,
પિયા પરદેશ મત જાનીજી;
આરે સેજડીએ અમને નિંદ્રા ન આવે,
આરે પલંગ પર અમને નિંદ્રા ન આવે,
મારે મન રાજન ભાવેજી. ટેક.
કાયરે કારણીએ રાજા મુંડ મુંડાઇને,
કાય કારને લીધી કંથાજી;
કાયરે કારણીએ રાજા ખપ્પર ધરાવ્યું,
કેયા કારણ હાથે ડંડાજી; ભલો ભલો. ૧
જોગ કારણ રાણી મુંડ મુંડાઇને;
કાયા કારણ લીધો કંથાજી,
ભિક્ષા કારણ રાણી ખપ્પર ઘડાવ્યા.
કાલ કારણ હાથ ડંડાજી. ભલો ભલો, ૨

કોણુ તમારે રાજા સંગ ચલેગીને,
કોણુ કરેગી દોદો બાતાજી;
કોણુ તમારા રાજા ચરણુ પખાળે,
કોણુ લાવેગી દુધ ભાતાજી. ભલો ભલો. ૩
ધુણી અમારે રાણી સંગ ચલેગીને,
રોજ કરેંગી દોદો બાતાજી;
ગંગાને જમનાં મારા ચરણુ પખાડે;
બસ્તી લાવેગી દુધ ભાતાજી. ભલો ભલો. ૪
અગર ચંદનની રાજા મઢડી બનાવુંને
સોનેરી સેજ ઢળાવુંજી;
ગરલે ને મણુકે તારા ખપ્પર જાવુંને,
ગલે સોનેસાંગી માલાજી. ભલો ભલો. ૫
અગર ચંદનની રાણી મઢી ન સોહીએ,
ના સોહીએ સોના રૂપાની સેજોજી;
કાચી માટીના ખપ્પર અમારાને;
ના સોહીએ સોને સિંધી માલાજી. ભલો ભલો. ૬
સોમ સોરે પરણી રાજા બાલ કુંવારી,
તેના શ્રાપં તમને લાગાજી;
જેરે જોગીડે તારી મુંડજ મુંડીને,
સોઇરે જોગી મર જાવેજી. ભલે ભલો. ૭
ભૂલી ભૂલી રાણી સબ જુગ ભુલીરે,
ગુરૂજીને ગાર મત દેનાજી;

જલંધરને પ્રતાપે રાજા બોલ્યા ગોપીચંદને
હમથી ભરેલા દુજા કરનાં. ભલો ભલો. ૮

(જનની જીવોરે ગોપીચંદની એ રાગ.)

કરણીના ફલસહુ ભોગવે એમાં સંશય નહી રતી ભારજી.
ધરમી હશે તે સુખીથશે પાપી નરકે પળનારજી.
કરણી. ૧

પુર્વ પુણ્ય પ્રતાપથી પુષ્કળ પઇસો પ્રાપ્ત થાયજી.
ભકિત વિના નહીં કાંઇ કામનું, પૈસોએતે ઉડી જાયજી.
કરણી. ૨

માયા મદ નહી ઉર આણવો, માયા છાયા સમાનજી,
ભવન રૂપી ધન ભેરૂં કરો, સ્નેહ સમરો શ્રી શામજી.
કરણી. ૩

તપ તિરથ વ્રત કરવા વડે, મડેછે રૂડુરાજ પાટજી,
અલ્પ વખતનુ એ સુખ છે, પછી નથી રાજ પાટજી.
કરણી. ૪

હરીરામ રસ હરીજન પીએ, બીજાથી નહીં પીવાયજી,
સિહણનું પય બીજે કયાં ન રહે, કનક પાત્રમાં સમા
યજી. કરણી. ૫

હરી ભકતો હતાંતે તરી ગયાં, પાપી પ્રાણી પીલાયજી;
પ્રથમ વિશારી ચુકયા પ્રભુ, પછે કષ્ટે કરામજી
કરણી. ૬

ખોટે ખોટા ખલકનાં ખેલછે, સાચું નારાયણનું નામજી,
જન્મ મરણની શેટલી, ધરો ધરણી ધરનું ધ્યાનજી.
કરણી. ૭

તત્વ ખરૂં છે ભુવનવિશે, હરિ ભજન હિત કારજી,
સત્ય વચન સુંદરજી કહે, સાચા ભકતોની બલીહારજી.
કરણી. ૮

રાગ—એજ.

જાગી જો જંજાડીજીવડા, થયો કેમ નિદ્રાને આધિનજી;
જુઠારે સંસારમાં શું મોહી રહ્યો, બનો તરૂણીમાં
તદલીનજી. જા. ૧

મદાંત થયો તું માનવી, ભુલ્યો રામનું નામજી;
કેવી રીતે બંધન છુટશે, તેનો કરજો વિચારજી. જા. ૨

માયા પ્રતાપે માયાદિક, બધું જુઠુ સાચું જડાયજી,
વિનય વિવેક વિચારતાં, જ્ઞાન પ્રકાશીત થાયજી.
જાગી. ૩

મીથયાં મસલ મન માનવી, કરવો નહીકદી તલ ભારજી
પ્રીત કરી હરીને રીઝવો, પ્રભુ સાથે જોડો પ્યારજી.
જાગી. ૪

પ્રપંચ ભરેલું આ વિશ્વછે, નથી કાંઇ પ્રપંચમાં શારજી,
રામ રતન ધન સાચું ઘણો, બીજી જાણી જુઠી જાડજી.
માયામાં, મસ્તાનું થઇ વડી, સંતાન દીકે સુખજી.

પણ ન પુજ્યા પ્રેમથી, તોએ જાણો દુઃખનું રૂપજી.
જાગી. ૬

શું સાચુંને શું જુઠું છે, તેનો કરવો વિચારજી,
સત્ય ગૃહણ કરવું સ્નેહથી, જુઠને કરો તુચ્છાકારજી.
જાગી. ૭

પાપ કર્મ કરવા પ્રભુએ નથી આપ્યો અવતારજી;
ભક્તિ કરી મુક્તિ મેળવો, કુડ તજી ગ્રહો સારજી.
જાગી. ૮

માનો વચન તમે મારૂં ભાવે, ભજો ભગવાનજી;
અચળ અજય પદ આપશે, સુંદરશામ શ્રી રામજી
જાગી. ૯

રાગ એજ.

ત્યાગી ન ટકેરે વૈરાગ્ય વિના, કરિએ કોટી ઉપાયજી;
અંતર ઊંડી ઇચ્છા રહે, તેતો કેમ તજાયજી. ટેક.
વેષ લીયોરે વૈરાગ્યનો, દેશ રહિગયો દૂરજી;
ઉપર વેષ આછોબન્યો, માંહિ મોહ ભરપુરજી. ત્યા૦ ૧
કામ ક્રોધ મદ લોભનું, જ્યાં લગી મુલ ન જાયજી,
સંગ પ્રસંગે તે ઉપજે, ઈંદ્રીય વિષે વિકારજી. ત્યા૦ ૨
ઉષ્ણ રજય અવનિ મધ્યે, બીજ ન દીસે બહારજી,
ધન વરસે પન પાંગરે, ઈંદ્રિય વિષે વિકારજી. ત્યા૦ ૩
યેમ દેખાને લોહા ચડે, ઇંદ્ર વિષય સંજોગજી;
અણુ ભેટે અભાવ છે, ભેટ ભોગવશે ભોગજી. ત્યા૦ ૪

ઉપર તજે ને અંતર ભજે, એ મત સરે અરથજી;
વંઠયો વરણાશ્રમથી, અંતે કરશે અનરથજી. ત્યાગી૦ ५

ભ્રષ્ટ થયોરે જોગ ભોગથી, જેમ વણસ્યુ દુધજી,
ગયુંરે ઘ્રત મહિમાખણ થકી, આપે થયુંરે અશુદ્ધજી.
ત્યાગી. ६

પલમે જોગી પલમે ભોગી, પલમાં ગૃહસ્થને ત્યાગેજી;
નિશ્કુલાનંદ એ નરતો, વણ સમજયો વૈરાગ્યજી. ત્યા०७

રાગ એજ.

જોગી જીવોરે એવા જગતમાં, સાગા સાનાસોયજી;
શત્રુ શોધતાં સંસારમાં, જેને નમળે કોઇજી. જોગી. १
સ્થાવર જંગમ સ્થુલ સુક્ષ્મ, ચાર વર જેજે જતનજી;
મન કર્મ વચને આવે નહિ, દયા વલે અનંતજી. જો.२
નિર વૈર એવા નિરખી, દયા દુષ્ટને ન હોયજી;
દુજાતો સર્વે દયાકરે, જયારે એવાને જોયજી. જોગી. ३
દેહ શિર દુઃખ ભોગવે, કરે સુખનો ઉપાયજી;
આત્મ દરસી આનંદમાં રહે, સુખમાં સદાયજી. જો. ४
ભુલ પોતાની ભાસે નહિં, ત્રણે કાલમાં તનજી;
નિશ્કુલાનંદ એમ સમજી જોગી નકરે જતનજી. જો. ५

લલીત છંદ

હરિ ભજો તમે પ્રાણી જગતનાં, હરિ વિના તમે ભક્ષ
કાલનાં;

હરિ હરિ તમે મુખથી ઓચરો, જન્મ મુકત થઇ સ્વર્ગે
સંચરો.
કાલ આવશે અણચીંત્યો ખરો, હરિ ભજનમાં વિલંબ
ન કરો.
આયુષ્ય અલ્પ છે એમ ધારીને, હરિ ભજો તમે મોહ
ટાળીને.
મહાબળી થયાં લશકરો પતિ, રાજયતો કર્યું પૃથ્વીને
જીતિ.
હરિની ભક્તિ જે પ્રીતથી કરે, યમનાં દુતતો તેથકી ઠરે
મુકિત જન્મથી થાયતો ખરી, દુષ્ઠ યોનીએ નાવે તે ફરી;
હરિ ભજો તમે ભાવથી કરી, રાઘવ રામની વિનતી ધરી

રાગ એજ

વિષય વાસના અંતર રમે, ખચીત મોતતોં મસ્તકે ભમે
અગ અગાધથી વ્યાધી છે વધી, સુખ શાંતી દેહે દયા
નીધી;
કુરગતી કરી પ્રાર્થના કરું, કાળ ત્રાશથી હું અતિ ડરૂં;
પરમ ધરમનો પંથ આપજો, કષ્ટ કામના સર્વ કાપજો
ક્ષણીક દેહ આ દુઃખનાં ભરી, કામની ગતિ નાકણું
જરી,
પળ પળે કરી આયુતો જશે, મનતણું મને તોરહી
જશે.

ધર્મ કાર્ય તો કાંઇ નકરૂં, અધમ પાપી હું શી રીતે
તરૂં.
હીન ગણી પ્રભુ તાર તું મને. કરૂં હું વિનતી સર્વદા તને

રાગ ધનાશ્રી.

તિરથ કોન કરે, હમારો તિરથ કોણ કરે. ટેક.
મનમેં ગંગા મનમેં કાશી, મનમેં સ્નાન કરે. હ૦ ૧
મનમેં આસન, મનમેં કડાસન, મનમેં મૌન ધરે.
હમારો. ૨
મનમેં માલા મનમેં મુદ્રા, મનમેં ધ્યાન ધરે. હ૦ ૩
કહત કબીર સુનોભાઇ સાધુ, ભટકન કૌન ફરે. હ૦ ૪

---

# શ્રીકૃષ્ણ કીર્તન ભંડાર.

## અલંકાર આઠમું.

### શ્રી દ્વારકા નાંથજી ની પ્રારથના

રાગ કલ્યાણ

શ્રી દ્વારકા પતિ, તારી અકળછે ગતિ,
હું તુને બે હાથ જોડી વંદુછું અતિ, ટેક
દ્વારકા મધ્યે પ્રભુ બીરાજે ભકત તણા પ્રતિપાલ,
દુખીઆને તો સુખ આપીને ટાળે મન ઝંઝાળ.
શ્રીદ્વાર૦ ૧
પ્રભુ તણા દર્શન કીધાથી પાપતે પ્રલય થાય;

આ ભવમાં તે સુખ પામીને વૈકુંઠે તે જાય. શ્રીદ્વાર૦ ૨
હરણાં કંશ હાથેથી મારી ઉગાર્યો પ્રહલાદ;
એવા નાથ કૃપાલુ ઈશ્વર ભકત તણાં પ્રતિપાલ.
શ્રીદ્વાર૦ ૩
દ્રૌપતિના ચીરજ પુર્યા કૌરવ સભા મોઝાર,
લાજ રાખી પાંડવ નારી, એવા શ્રી મોરાર શ્રી૦ ૪
સુદામાજીને સાહે કરીને પુરી મનની હામ;
ભકત હતો તે પ્રભુ તણો તો પામ્યો વૈકુંઠ ધામ.
શ્રી૦ ૫
દઇત રાવણને રણમાં રોડી છોડાવી સીતા નાર,
દયારામ કર જોડી કહેછે સહાય થજો કીરતાર શ્રી૦ ૬

રાગ ગરબો

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મુને લાગી કટારી પ્રેમની. ટેક.
પ્રેમનારે નામની પરસ મને લાગી, હતી લોઢાની થૈ
હેમનીરે. મુને૦ ૧
જલરે જમનાંનાં અમે ભરવાને ગયાં હતાં, હતી ગાગર
માથે હેમની. મુને. ૨
કાંચે તે તાંતણે કૃષ્ણજીએ બાંધી, જેમ ખેંચે તેમ
તેમની. મુને. ૩
ભવરે સાગરમાં વહાલો શામાજ મળીઆં, કેમ નીતરૂં
હું તો કેમની. મુને. ૪

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ખબરૂં કઢાવજો
હેમ ખેમની. સુને. ૫

રાગ-એજ.

આવતાં આવતાં આવતાંરે, બાણ લાગ્યા મોહનજીનાં
આવતાં. ટેક.

વાડામાં જઇને વાહાલા વાછડા મેં છોડયા, પોળે
મેલ્યાછે બાળ ધાવતાં. બા૦ ૧

ખાંડણું રે ખાંડતાં પડતું રે મુકયું, ચુલે મેલ્યા છે ઘી
તાવતાં. બા૦ ૨

જળરે જમનાંનાં અમે ભરવાને ગયાં હતાં, હેતેતી
ગંગડી ચડાવતાં. બા૦ ૩

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, હેતેથી હરીને
ઝુલાવતાં. બા૦ ૪

રાગ-એજ

વનમાં વનમાં વનમાં મારો વહાલો રમે છે વંદા
વનમાં. ટેક.

ઢોરંગી દુનીયાનાથી નથીરે ડરતી, ફરૂં છું પ્રેમી
જનમારે. મારો. ૧

સ્વપ્નામાં શ્યામ સુંદરને દેખું, એવી તાલાવેલી
તનમાંરે. મારો. ૨

શોળશો ગોપીમાં શામળો શોભે, જેમ વિજળી હોય
ઘનમાં. મારો. ૩

જીવને જરા જપ નથી વળતો, દશવાર જોઉં છું
દીનમાં.. મારો. ૪
વ્યાસ વલ્લભનો સ્વામી સામળીએ, રમી રહયાછે મુજ
મનમાં. મારો. ૫

રાગ-મોજ.

નેણા ઠર્યાંછે જે તમ જોઇને, છબીલા લાલ નેણાં ઠર્યાંછે
તમ જોઇને.
જે દીવશના મોહન તમે ગયાછો, તે દીવશ વિત્યા મુજ
રોઇને. છબીલા. ૧
લોક લજ્જા મરજાદા તજીને, રહીછું મોહનજીને
મોહીને. છબીલા. ૨
તમ વિના હુંતો ત્રણ ભોવનમાં, એમાં ન દીઠા કોઇને.
છબીલા. ૩
બાઈ મિરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, રહીછું ચરણ
ચિત પ્રોઇને. છબીલા. ૪

રાગ મોજ.

મુખે રામ કૃષ્ણ રામ કૃષ્ણ કીજીએરે, મુખે રામ કૃષ્ણ
નામથી નથી મોટા જપ તપ તીરથરે, એવું ધ્યાન ધરી
નામ લીજીએરે. મુ૦ ૧
અન પાણીનો દાન છે મોટોરે, એવો સુપાત્ર જોઇ દાન
દીજીએરે. મુ૦ ૨

અવર પુરૂષની આશ તજીનેરે, એવા સાધુના સંગમાં
રીઝીએ, મુ૦ ૩
દુરીજન લોકો જેમ તેમ બોલેરે, તેના વચન સુણી નવ
ખીજીએરે. મુ૦ ૪
સખી રામદાસ કહે માનો શીખામણુરે, એવી ભક્તિ
કરતાં નવ લાજીએરે. મુ૦ ૫

રાગ—એજ

કાંકરી કાંકરીરે કૃષ્ણુ શાને મારોછો મને કાંકરી,
શરણે રાખો તો કરૂં ચાકરીરે. કૃષ્ણુ. ૧
મેળીને મહોલાતમે હમણાં પામ્યા છોરે,
મોરે ન હતી રહેવાને ઝુંપડીરે. કૃષ્ણુ. ૨
હીરને ચીર પ્રભુ હમણા પામ્યાછોરે,
આગે હતી જુની ઢાબલીરે, કૃષ્ણુ. ૩
લાડુને લાપશી તમે હમણાં જીમોછોરે.
આગે જીમતા ટાઢી ટુંકડીરે. કૃષ્ણુ ૪
ગાયો ને ભેંસો પ્રભુ હમણાં પામ્યા છોરે.
આગે ન હતી બાંઢી બાકરીરે. કૃષ્ણુ. ૫
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગરરે,
શરણે રાખોતો કરૂં ચાકરીરે. કૃષ્ણુ. ૬

રાગ—એજ

બોલમાં બોલમાં બોલમાંરે, રાધાકૃષ્ણુ વિના બીજું
બોલમાં

સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીંબડો ઘોળમાંરે
રાધા.૧
હીરામાણેકની ખાણ તજીને, કાચ કથારીઓ તોળમાંરે.
રાધા. ૨
ચાંદસુરજનું તેજ તજીને, આગીઆ સંગાથે પ્રીત
જોડમાં. રાધા. ૩
ગંગા જમુનાનો જળ મુકીને, ખાબોચીઆને ખોળમાંરે.
રાધા. ૫
આંબા વૃક્ષની છાયા મેલીને, થોરનું થુંબડું ઢોલમાંરે.
રાધા. ૬
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર, અમૃત ઢોળીને
વિખ ઘોળમાંરે. રાધા. ૭

રાગ—એજ

મોહીને મોહીને મોહીને, મન રહયું માયામાં મોહીને.
ટેક.
જમનાં જેર બંધ ખાવાને કાજે, બેઠાછે બરડો ધોઇનેરે
મન. ૧
સગા કુટંબ તારા સુખનાં બેલી રશે દશદહાડા રોઇનેરે.
મન. ૨
ઘરની પ્રિયા કામ નહી આવે, બેસે સારૂ ઘર જોઇનેરે. ૩
કહે ત્રીકમ ગુરૂગમ જાણ્યા વિના, જાય સંસારીડો
ખોઇનેરે. મન. ૪

રાગ ધનાશ્રી. અથવા ભેરવીમાં પણ ચાલશે.

કૃષ્ણ કથામૃત પાન કરોને મન કૃષ્ણ કથા મ્રત પાન.
ટેક.

કૃષ્ણ કથાકો મહિમા મોટો, નહિ કોઇ એહી સમાન.
કૃ૦ ૧

કૃષ્ણ કથામેં લાવબડોહે, હોવે પદ નિરવાણ. કૃ. ૨

જબતુમ હોતે ઉદરકે ભીતર, તબનહિં તુંજકું સાન.૩

અબ તુંમ જનમે જગતકે માંહીં ભુલો મત એહી નામ
કૃ૦ ૪

લક્ષ ચોરાશીકા ફેરા મીટાંવે, એહી કૃષ્ણકો કામ. ૫

નારી પ્યારી બહોત લાગતહે, વોનહી પોચાવે સમાન. ૬

જગતકી માયા જાનો તેસી, જેસી પીપલ પાન.કૃ૦ ૭

એસી શીખ સુની હરકો લજીહયો, મન તું અબમે
સમાન. કૃ૦ ૮

રાઘવ રામ કહે ભજન બીન,જનમ બથા તરોજાન,કૃ૦૯

પદ રાશનો.

આવ્યાં શ્રી ગોકલ તારવા છબીલો લાલ,

આવ્યાં શ્રી ગોકુલ તારવા;

વાસુદેવ દેવકીજીને ઘેર જન્મ ધર્યોછે,

નંદજીની ગઉધન ચારવા છબીલો. ૧

મારી પુતનાનાં વહાલે પ્રાણજ લીધાં,
મામા તે કંશને મારવા. છબીલો. ૨
ટચલી અંગળીએ વહાલે ગોવરધન તોળ્યો;
ઇંદ્રના માન ઉતારવા. છબીલો. ૩
વંદાવનની કુંજ ગલીનમાં, ગોપીઓને રાશ રમાડવા;
છબીલો. ૪
વલ્લભના સ્વામી પ્રભુ રશીક શીરોમણી, ભોમીનો ભાર
ઉતારવા. છબીલો. ૫

રાગ એજ.

તીરમાં તીરમાં છબીલો લાલ; ઉભા શ્રી જમનાજીના
તીરમાં;
જમુનાં જલ ભરવાને ગઇ હતી, નિરખ્યા છે મેં તો
નીરમાં. છબીલો. ૧
બાલારે પણની પ્રીતડી બંધાણી, ગાંઠ પડીછે જેમ
હીરમાં છબીલો. ૨
ગોકલ મથુરામાં મહી વેંચવાને ગઇ હતી, કાંટો ભરાણો
મારા ચીરમાં. છબીલો. ૩
વલ્લભના સ્વામી પ્રભુ રશીક શીરોમણી, ખાંડ ભરીછે
જેમ ખીરમાં છબીલો. ૪

પદ રાશનો.

હાંરે દાણુ માગે કાનુડો દાણુ માગે,
હાંરે એની મુરલીમાં વેણુ રસ વાગે. કાનુડો. ૧

અરે કાન કીઆ મુલકનો સુબો,
મારા મારગના વચમાં ઉભો. કાનુડો. ૨
અરે કાન કીઆ મુલકનો દાણી,
હાંરે વહાલો સઉનાછે અંતર જામી. કાનુડો. ૩
કાન કીઆ મુલકનો રસીઓ,
એવા મારા હૃદયના કમલમાં વસીઓ. કાનુડો. ૪
હાંરે નાગર નરશીમેતાના સામી,
વાલા સઉના છે અંતર જામી કાનુડો. ૫

પદ રાશનો.

બાઇયું વ્રજમાં વાતું એવી થાયછેરે,
જાણું શ્રી કૃષ્ણ મથુરામાં જાયછેરે. ટેક.
રથ જોડીને અક્રૂર આવ્યા,
જાણો સ્યારે સમાચાર લાવ્યા, બાઇયું. ૧
વ્રજે નારીને કહીવાતે વાતડી,
અમે રેશુ પાંચ સાત રાતડી. બાઇયું ૨
સખી ચાલો અંતરની વાટીએ,
હાથ જોડી હરીને ઉભા રાખીએ, બાઇયું. ૩
અબડાજીનું મોહનજી માન્યુ કહ્યું,
મથુરાજીમાં જાવા હરીને નહીં દઉરે. બાઇયું. ૪
તમે કહેશો તો થર કરી થાપસુંરે,
કુબજાથી અધીક સુખ આપશું બાઇયું. ૫

તન મન ધન ચિત ચરણે ધરૂ,
બીજા તમથી વાલો હું નહીં કરૂ. બાઇયું. ૬
એમ કરતાં કહ્યું મારૂ ના કરો,
અમને માર્યા પછી ડગલા ભરો. બાઇયું ૭
સાથ સરવને સંગ જ્યારે તેડશો,
ત્યારે રથ ઘેમળજી કહે ખેડશું. બાઇયું ૮

પદ રાશનો

મધરાતે માવાની વેણુ વાગીરે;
હું તો સુતી હતી જબકીને જાગીરે. ટેક.
મને ઘરનાં મલીને સૌ વારેરે,
હું તો જીવુ. માવાને જોઉં ત્યારેરે. મધરાતે. ૧
હું તો મોરલીનાં રાગમાં ઘેલીરે,
જોવા જાઉં માવાને વેલી વેલીરે. મધરાતે. ૨
કર જોડીને ગોપીકાજી ગાવેરે,
મેઘાનંદના સ્વામીને મને ભાવેરે. મધરાતે. ૩
મેઘાનંદના સ્વામીને પાસ આવીરે,
આવી આવી માવાને મને ભાવીરે. મધરાતે. ૪
હું તો જાતી હતી વૃંદાવનને વાટેરે,
વાલો ઉભા હતા જમુનાજીને ઘાટેરે. મધરાતે. ૫
મારે માથે મટુકી હતી મહીનીરે,
વાલે વાત પુછી દુધ દહીનીરે. મધરાતે. ૬
એમ કરીને ઉભી મને રાખીરે,

મારા નૈંડા જોયાંછે એણે ચાખીરે. મધરાતે. ૭
મઠી તકને આવડી ત્રીજુંરે
બહુ નામીના મનમાં બીજુંરે, મધરાતે. ૮
ગુરૂ પ્રતાપે લક્ષ્મી રામ બોલ્યોરે.
મારા અંતરનાં પડદા ખોલ્યોરે. મધરાતે. ૯

## બારમાસી

રાગ—માઢ તાલ ગજલ

આતમ રામ અમારોરે કેમ ન આવ્યા પ્યારા કાન.
કારતક માસે કામનીરે, અંતર થઇ ઉદાસ.
વ્યાકુલ છે વાલા વિનારે નાખે દીર્ઘ શ્વાસરે. કેમન. ૧
માગશર માસે સઉ મળીરે, વનિતા કરે વિચાર.
કુબજા છળ જાદુ કરીરે, રોકીઆ નંદકુમારરે. કેમ. ૨
પોશે તોડી પ્રીતડીરે, મથુરાં જાઇ મોરાર;
શોકે લડીને વશ થયાંરે, વીશારી વ્રજ નારરે. કેમ. ૩
માહે તરૂવર મોરીઆરે, નવ પાલવ વનરાય;
સુંદરીનીજ પ્રીતમ રમશું, વસંત વધાવા જાયરે કેમ. ૪
ફાગણ કેશુડા ફુલેઆરે, ગુલાબ નહોલી ગાય;
રમીએ પ્રીતમ રંગશેરે, અમ સાથે વ્રજરાય કેમ. ૫
ચઇતર માસે ચીત્તમાંરે, ધરીએ કેમજ ધીર;
વાટો જોતાં વાલમાંરે, નેણે ખડકે નીરરે. કેમ. ૬
વેશાખે દ્રુમ વેલમાંરે, ફોરી રયા ફુલ;
મરવો ચંપો મોગરોરે, લાલ ગુલાબ અમુલરે, કેમ. ૭

જેઠે પાકા જોરથી આંબા ધ્રાખ અનાશ;
કોયલડી ટહુકા કરેરે, વેરણ વારે વેરરે. કેમ. ૮
આશા ડેછે વાદ અતિરે, ઘટા ચઢી ઘન ઘોર
વરશે ચમકે વીજલીરે, મન હર બોલે મોરરે. કેમ. ૯
શ્રાવણ માસે સાંભરેરે, રાધાને વ્રજ રાજ;
વનમાંળી દરશન વિનારે, દિલમાં ઉઠી દાઝરે. કેમ. ૧૦
ભાદરે ભાવે નહીરે, ઓધવ અમથી અન્ન;
નીંદ્રા નાવે નેણમારે; મળવા તલખે મનરે કેમ ૧૧
આશો મારો આવીઓરે, જગજીવન જદુરાય;
હેતકરી ભેટયા હરીરે, આનંદ અંગમાં નમાય કેમ. ૧૨
માસ અધીકે સઉ મળ્યા, ગોપીને ગોવાળ.
દેવ દીન દયાળને નીરખી ગયાંજી હાળરે. કેમ. ૧૩

રાગ જીલ્લો તાલ દીપચંદી.

કહો શ્રીકૃષ્ણને મારી વાત વિસ્તારી;
અરે ઓધા પડીશું ચુક મારી વાત વિસ્તારી. કહો. ૧
આ દીતવારે આવ્યાનું કયું પ્યારે;
સીધાવ્યા કોલ દઇને સ્યાંમ ગીરધારી. કહો. ૨
શશીવારે ઉદાસી છે સખી સઉને;
વહેછે રાત્રને દીન નેત્રમાં વારી. કહો. ૩
ન આવ્યાં મંગળે માવો વચન પાળી,
મથુરામાં જઇ વૃજનાર વિસારી. કહો. ૪
બુધ પ્રીત અમસાથે ઘટાલીને;

કરી કુબ્જા તમેશું પ્રાણ થી પ્યારી. કહો. ૫
ગુરૂવારે કઠણ મનડાં કરીઆં વાલે,
કલેજામાં કટારી પ્રેમની મારી. કહો. ૬
શુકરે શું કરીએ ઝાઝું ગુમાનીને;
વિના વાંકે તજી ગયા કેમ મોરારી. કહો ૭
શનીએ પ્રેમની પીડા શમાવવાને,
નમે લો નાથઅબડાને નીરધારી. કહો. ૮
શુણી આવારની અરજી, હરી આવો,
દેવીદાસ કે પ્રભુ માન હુમારી. કહો. ૯

## પદ.

કાગલ કૃષ્ણજીને આપજો સંભારી,
ઓધવજી મથુરાં જાઇ એટલું કેજો;
મથુરાં મુરારી રારીરે. કાગલ. ૧
આઠ દહાડાની અવધી અમને હરી કીધી,
પામ્યો ભોગ વિલાસ, રાય સુધન લીધી.
તેમાટે કુબજા સંગ, લાગો રંગ અતી ઉમંગ,
અંગ નંગ ધારી ધારીરે. કાગલ. ૨
કાના તેં કામણ કીધા, કુબજાએ કેવા,
દીસેછે મંત્ર જંત્ર તંત્ર ઠાઠ તેવા,
તે માટે વશથયા ભગવાન, પામ્યા દાન, માન, ભગવાન
એમ કહેત પ્રભુમાનકી દુલારી, રારીરે કાગલ. ૩

તારા નેહમા તલ્પે દેહ કૃષ્ણ કારા,
જોવાની તલપે મોહન હમારા,
નીચું વર વર્ણું તમારો, ગુંજમાર, નેનુંવિશાળ, તીલક ભાળ,
કાજલ રેખ કારી, કારીરે કાગળ. ૪
શંદેશા કહેજો શામને શીશ નામી,
તારા વિના સુકી મારી દેહ સુજાના સ્વામી,
અમારો એટલો દાવો, ગોકુલ આવી મુખ બતાવી,
પાછા જાઓ મથુરાં મુરારી રારીરે. કાગળ. ૫

રાગ એજ,

ઓધવ કહે સાંભળો વૃજ નારી,
કૃષ્ણજી કુંશને મારી જશ વધારી,
આવજો મોરારી તરારીરે ઓધવજી કહે. ૧
સલતોસલ મલ અતી બલવાનાં,
ગજ મુષ્ટીક ચારૂણ આદી ભટનાનાં
સુભટ સર્વે મારી, ગજવિ દારી, દંતકારી,
ચમ ચમારી સીંહરૂપ ધારી, ધારી ઓધવજી કહે ૨
સાલવ શીશુપાલ જરાસંઘ જોધા,
દંત વકર આદિ ધર્મ માર્ગ રોધ્યા,
નિશીચર પ્રબળ ઘોરાઅતી કઠોર, ઓરબોરી, નારીચારી
આદી દુષ્ટ મારી મારી મારી ઓધવજી કહે. ૩
ભોમાસુર મારી, સહેદેવને રાજ દીધો;

એકસો સોળહજાર કન્યા વારી લીધું,
રાજાઓના છોડાવ્યાં બંધ, કરપાનંદ શ્રીમુકુંદ,
સુખ ચંદ્ર ગોવિંદ ગીરધારી ધારી. ઓધવજી ૪
સત્ય કોટી મ્લેછ કાલ જવન લાગા,
કૃષ્ણજીએ મારી નવી દ્વારકા વસાવ્યા,
ચાલીજોજન પ્રમાણ, નગરજામ, રાજધ્યાન, કરતકામ,
રાજનીતી પ્યારી, પ્યારી. ઓધવજી કહે. ૫
એકશો અષ્ટશોર સહસ્ત્ર ગરનારી,
દશ દશ પુત્ર પામ્યાસૌસે બ્રહ્મચારી.
એક એક કન્યા પામી, દેહના કામીસુજાના સ્વામી.
અંતરજામી બહુનામી,
ભોમી ભાર ઉતારી તારી. ઓધવજી કહે. ૬

રાગ એજ.

વચન માની લેઓને જનકકી દુલારી,
શીખામણ દહું છું સીઆ,
પ્રાણ પ્રીઆ કહુ છુ ત્રીઆ,
વન દુઃખ ભારી ભારી. દોહ.
સંઘ કરત જામ આઠ, અતી વન માંહીં,
ખાનપાન પુષ્પ સુખ ભોગ સુખ નાહીં,
તે માટે ભુવન રહો, દુઃખ સહો,
રાજનીતા પારી પારી. વચન. ૧
નારી ધર્મશાખ્ય શાસ્ત્ર કહયો વેદમાંહીં,

સેવા પતિ સાસુ સસરો, ઓર પુન્ય નાહીં,
તે માટે માતને સેવો, જશ લેવો,
સદાયે સુખકારી વચન. ૨
ચઉદ વરશ અવધી નીમીશ માંહે જાઇ
વન ફરી તુજ પાસ ત્રીઆ હમ આઇ,
તે માટે કહુંછું નારી વૃત ધારી,
ઇ વાત જારી જારી. વચન. ૩
વચન કહત રામચંદ્ર સુનતહે સીતા,
કછુ બોલી ન શકત મન ભય ભીતા,
તે માટે સીઆજી ઇહી ભાત,
સુની નીરાશ તુલશીદાશ.
ચરણ રજ ધારી ધારી. વચન. ૪

છંદ ચરચરી.

નંદ નંદ જગત વંદન, ચરન રજ કુબજા તરી;
ચાર યુગ પરિબ્રહ્મ કહીએ, કૃષ્ણરાજત મધુપુરી. ૧
બંસી બટ તટ નિકટ જમુના, સાંવરે મોરલી ધરી,
મોરલી ધુન સુન ત્રીલોક મોહે, કૃષ્ણરાજત મધુપુરી. ૨
વંદાવનમાં મદન મોહન, અષ્ટ સિદ્ધ નવનિધી ખરી
કાલ અહીં ઘનશ્યામ નાથ્યો, કૃષ્ણરાજત મધુપુરી. ૩
મુગટ લટપટ પેચ રસપટ, તિલક ચંદનનું કરી,
વનમાલીલાલ ગોપાલ કહીએ, કૃષ્ણરાજત મધુપુરી. ૪
ગોપ ગોપી સંગ લઇને કુંજ કુંજ રમ્યા હરી,

રાશ રચ્યો જદુનાથ નંદન, કૃષ્ણરાજત મધુપુરી. ૫
ઇંદ્ર ચંદ્ર કુબેર બ્રહ્મા, લખે વિગત પ્રભુ ફરી ફરી,
અનત મુનિજન કરત જય જય, કૃષ્ણરાજત મધુપુરી. ૬
કંશવંશ નીકંદ કીધો, દનુજ સર્વે ગયાં ડરી,
સંત કારણ દેહ ધારણ, કૃષ્ણરાજત મધુપુરી. ૭
કૃષ્ણાષ્ટકજે પઠત નિસીદન, સ્વર્ગજાય તે સંચરી;
ભકત જનોના કારજ કીધાં, કૃષ્ણરાજત મધુપુરી. ૮

રાગ ધોળ.

આનંદ સાગર ઉલટયોરે લોલ, શ્રી વાસુદેવજીને દ્વારજો.
આઠમ શ્રાવણની વદીરેલોલ, રોહણી નક્ષત્ર બુધવારજો.
પ્રગટયા શ્રી કૃષ્ણ મન ભાવતારે લોલ.
પીળા પીતાંબર પેરીઆંરે લોલ ઓઢયાઉપેણા સારજો,
મસ્તક મુકુટ બીરાજતારે લોલ, કુંડલ જળકેછે
જ્ઞાનજો. પ્ર.
ભાલ તિલક મ્રગ મદતણારે લોલ, ખીટલી આળઃ
કેશજો;
ચારે ભુજા આયુધ ધરેઆરે લોલ, શંખ ચકર ગદા
પદમજો. પ્ર.
નાકે નથ બેસર શોભતીરે લોલ, ચુનીછે લાલ ગુલાલજો;
હલચીએ હીરલાની કાંતજો, અધર પર મોતી લટકતારે
લોલ. પ્ર
બાહે બાજુબંધ બેરખારે લોલ, પોંચીછે રત્ન જડાવજો;

હાથે હાથ ફુલ સોહીએ મુદ્રીકારે લોલ, ઊરગજ મોતીના
હારજો. પ્ર.
કેળે બાંધી કટી મેખળારે લોલ, ચરણે જાંજરનો ઝમ
કારજો.
એવાપ્રભુને નિરખતાંરે લોલ, સરવે ગયાંછે દુઃખ
દુરજો. પ્ર.
ત્યારેપ્રભુજી એમબોલ્યારે લોલ, સાંભળો મારી માતજો.
શ્રીનંદતણા દરબારમાંરે લોલ, તેડી મુકીઆ મારા
તાતજો પ્ર.
કન્યા ઘેર લઇ ઘેર આવજોરે લોલ, સરસે સઘળા
કાજજો. પ્ર.
તે તમે કંસને દેખાડજોરે લોલ, તો મોડશે એનાં
માનજો. પ્ર.
એમ કહી માયા ફેરવીરે લોલ, ધરીઆતે બાલ
સ્વરૂપજો;
વસુદેવ દેવકી વિસ્મે થયારે લોલ, સ્પનું આપ્યું મને
સારજો પ્ર.
ભાગી ભુગાળ બોલ્યા પાટીઆરે લોલ, સુતાછે સહુ
દરવાનજો;
મસ્તકે લઈ હરીને નીસર્યારે લોલ, લીધી શ્રી ગોકુલ
ની વાટજો. પ્ર.

ઝરમર વરશે મેઘજોરે લોલ, ચૌદશ ચમકે વીજજો;
આધેસીર ચડુકીઆરે લોલ, શેષનાગે કીધાછે છાંયજો.
શ્રી જમનાજી વહેછે રસ પુરમાંરે લોલ, ઉડેછે વહેર
તરંગજો;
હરીના ચર્ણ પર્શ ધોવારે લોલ, હેઠા થયાં તેજળ
નીરજો પ્ર.
દીધોમાર્ગને ચાલ્યા ઉતરીરે લોલ, પોતાશ્રી નંદદ્વારજો,
સુતા દીઠા સઉ સાથનેરે લોલ, મનમાં કીધો વિચારજો.
શ્રી જશોદાજીનાં સેહમાંરે લોલ, પોઢયા શ્રીગીરધર
લાલજો.
કન્યા લઇ પાછા વળ્યારે લોલ, જો જો પ્રભુના
ખ્યાલજો, પ્ર.
જાગ્યા જશોદાજી તે સમયમાંરે લોલ, નીરખ્યા શ્રી
સુંદર શામજો.
નદજી મન હરખેયાં ઘણુ રે લોલ, આપ્યાછે રતન
દાનજો. પ્ર.
ઘેરઘેર તોરણ બાંધીઆંરે લોલ, માનની મંગળ ગાયજો
વ્રજ સઉ ઉમંગે પ્રેમસુરે લોલ, આનંદ ઓછવ થાયજો.
હળદર દહીં ઘ્રત દુધનાંરે લોલ, મચોછે ત્રીયા કીચજો;
તાળી વાગે ને ફરે કુદડીરે લોલ, નાચેછે સઉ નર
નારજો પ્ર.

બ્રહ્માને શિવ સુની દેવતારે લોલ, બોલેછે જયજયકારજો
દેવના દુદુંભી વાગીઆરે લોલ, પુષ્પની વર્ષા થાયજો પ્ર.
એ સુખ શોભા સી કહુંરે લોલ, કહેતા નઆવે પારજો.
શ્રીવલભ ચર્ણ પ્રતાપ શુરે લોલ, શોભા જુએછે
બલેહારજો. પ્ર.

---

# લાવણી સંગ્રહ.

## અલંકાર નવમું.

રાગ—કાફી તાલ—લાવણી.

સોચ જન કર હું નરનારી, સોચ જન કર હું નરનારી
હોન હાર સો હોય જગતમેં ટલતનહિ ટારી. ટેક
સગર ન્રપ મખ આરંભ કીનો. (૨)
સુર નાયક મતીમંદ સમજ યહ કારન મન લીનો,
જગનકો અશ્વ હરી લીનો. (૨)
સાઠ સહસ્ર સુત મરે ભૂપકે શ્રાપ કપીલ દીનો,
બાત બીપરીત ભઈ ભારી. (૨) હોનહાર. ૧
અવધપતી યહમતી ઉપજાઇ. (૨)
રાજ રામકો દેનચીજ પ્રભુ મંગલકી રાજવાઈ,
બાત સુની કેકઇ અકલાઇ. (૨)
બચન માગી બનમાંહે સિધાયે લછમન રઘુરાઇ,
સંગ ગઇ જનક સુતા પ્યારી (૨) હોનહાર. ૨

પાંડુ સુત કુંતરમે જબહીં, (૨)
હય કુંજેર ધન સહન સંપદા હાર ગયે સબહીં
ચલત નહીં બીનું બાહન કબહીં, (૨)
સોપ્યાહે બીનું ચલત વિધાતા વામ ભયા જબહીં,
ગુપ્ત રહે વર્ષ અષ્ટચારી. (૨) હોનેહાર. ૩
ભુપ હરિશ્ચંદ્ર તારા રાની. (૨)
એક દિના સતકાજ તજે સુખસાજ રાજધાની,
અચાનક એસી ભઈ ગલાની, (૨)
ચંદ્રમુખી સકુમાર નીચકે દ્વાર ભરત પાની,
ઇશકી રચનાહે ન્યારી. (૨) હોનેહાર. ૪
ચરિત્ર યહ હોનેકા બરના, (૨)
લીખા ભાલમેં લેખ વિધાતા સો કછુ નહિં ટરના,
તાં હિતે ધીરજ મન ધરના, (૨)
દેવીદાશ તજ કુડ કપટ ભજ રઘુવર ગુરૂ ચરનાં,
સકલસોનેકી રખ સારી. (૨) હોનેહાર. ૫

રાગ એજ.

તજીદે સોબત વ્યભિચારી, તજીદે સોબત વ્યભિચારી,
પર નારીકે ફંદ ફસ્યો તે સરવ ગયો હારી,
ફસાણા પર દારા ફંદે, (૨)
લાખીણી નીજ લાજ ગુમાવી, મુરખ મતી મંદે,
જગતમેં સરવ જનો નિંદે (૨)
આદર નહી પામે આથરડે એકલડે જીદે,

ખરેખર તન ધન હરનારી. (૨) પર. ૧
ગમે નહિં ઘરધંધો કરવું (૨)
કારતકી સામે શ્વાન સ્થીતી તેમ પછવાડે ફરવું,
અહોદક અરૂચી આથડવું, (૨)
તસ્કારથી અંતર દાજે વચન વદે કડવું,
તોએ ન ચેતે ન દુરાચારી (૨) પર. ૨
જીવતે કારજડા ખાતી (૨)
મુવા પછી પરનારી નિશ્ચે નરકે લઇ જાતી,
મોંઘા મોતાવર માફક નરહારે હઇયાતો,
જાણ પરનારી નરક દોરી. (૨) પર. ૩
સ્વારથ ગત અપમાન અનુચીત કરણી આદરતી,
પાપણી પ્રાણ કેદી હરતી (૨)
વિશ્વ વિશે બહુ કીશા બન્યાતે તજકર એકવતી.
શીખામણ લેજો ધલ ધારી. (૨) પર. ૪
પ્યાર પર નાર વિશે જેવો. (૨)
ત્યાગ કરી તે કર હરી સાથે પ્રાણ પ્યાર એવો,
ટરે ભવ ચટ વેરી દેવો (૨)
પ્યારે રામ પ્રભુ ભજલે અવસર ફરી ન આવે એવો,
ઘણું કહેવું શું વિસ્તારી. (૨) પર. ૫

રાગ—એજ

પવન સુત અરજી અમારી, પવન સુત અરજી અમારી.
દ્વય કર જોડી અવધ પતિને કેજો વિસ્તારી.—ટેક

વાટડી જોતા દીન વીતે, (૨)
અરરર ઉરવે વ્યાધી વધતી બચવું શી રીતે.
પ્રાણ રેઆ દરશનની પ્રીતે (૨)
શુદ્ધ લેઓ સ્વામી સત્વર દશ શીર વરતે વીપરીતે,
આપદાથી લ્યો ઉગારી (૨) દ્રયકર. ૧
ગયા કેમ પુર્વ પ્રીત ભૂલી (૨)
નૃપ મંડળ શીવ ચાપ ચડાવ્યો મુજ મતી અનુકુલ,
રાત દીન સ્યામ વિના સુલી (૨)
દર્શ વિયોગે હું દુઃખીઆરી દુઃખ દનીએ ડુલી,
એક વિપતમાં અબલા વિસ્તારી (૨) દ્રયકર. ૨
નિદે દો મુજ વતીએ વાણી. (૨)
જનક સુતા જોખમમાં ઝાંખે મીન વિના પાણી,
પંખ હત પંખી પરમાણી (૨)
તીમ અનાથ હે પ્રાણનાથ લોઓ દાસી નિજજાણી,
નીપટન તજીએ નીરાકારી (૨) દ્રયકર. ૩
ચેન દીન રેન નહીં ચીતમાં (૨)
પલ પલ કલ્પ સમાન પ્રમાણું આતુંર આફતમાં,
વિનયથી વદજો છેવટમાં. (૨)
વાલમ વિલંબ હવે જો કરશો પ્રાણ ન રહે ઘટમાં,
તુરત ચાલ્યાની તૈયારી (૨) દ્રયકર. ૪
આવીએ અનુજ સહીત વારે (૨)
નસીચર કુલ દલ પ્રબલ સંહારો તપ તટરે ત્યારે,

કષ્ટ અનિષ્ઠ થશે કયારે (૨)
પ્યારે રામ જેમ ફણીમણી ગત વિલખું આવારે,
વિનવું વીન વારી વારો. (૨) દુ:ખકર. ૫

રાગ–એજ

ભજન કર ભજનકર ભાઇ, ભજનકર ભજનકર ભાઇ,
ઇ અવસર ફરી ફલ નહી આવે, દુર્લભ દેહ પાઇ,
ફરત લક્ષ ચોરાશી ફેરા (૨)
શ્વાન સુકર પુની પશુ પક્ષી એહીઆબો તડેરા,
તીનુંમે કોઇ નહીં તેરા, (૨)
અંત સમે કોઇ કામ ન આવે મન કહે કયું મેરા,
ચેત મન છોડ ચતુરાઇ (૨) ઇ અવસર. ૧
જંતુ નવલાખ જલમેં જાણો
પક્ષી લાખ દશ પ્રગટ જનસ મન નિશ્ચય કરી માનો,
એકાદશા લાખ કીટ જાનો (૨)
વીશ સ્થાવર અવતાંર લાખ કર કાલ કરત થાનો,
ત્રીશ લખ પશુ જન્મ તારી. (૨) ઇ અવસર. ૨
ચતુર લક્ષ મનુષ્ય જન્મ માનો (૨)
અલ્પ મનુષ્ય અડથાય કરમહે મર ઓલખ કીનો;
દયા નીધી અપનો દેહ દીનો (૨)
નર નારાયણ નીરખી હરખી કહી રહે ભજન ભીનો
જગત સર્વ થાવરકી સગાઇ (૨) ઇ અવસર. ૩
મનુષ્ય દેહ વિષય ફેલ કરાવે (૨)

ભકિત જ્ઞાન ભરપુર પરમ પદ મોક્ષ આયુધ પાવે.
રટન નિર્વિ શેઇ પથુરાઇ (૨)
આર નિંદ્રા ભય મૈથુન અવનશ અનંત યોની,
મુરખ તુમ નહી જલ માનો (૨)
કરૂં સલાની પરી બ્રહ્મકી થતી દ્રઢ જો થાનો,
અંતરમેં લાજ શરમ આનો (૨)
મગન રામ રહો થતી તે બાલા ચોરાસી લક્ષ કરાવે,
માનુ તબ તેરી મરદાઇ (૨) ઇ અવસર. ૫

લાવણી. દોઢ પુરીની.

શ્રીરામ મહાસુખ ધામ, મુજે કરૂણાકર,
પ્રભુ રખો ચરનકે પાસ મેરે સંકટ હર-ટેક
તુમ ઇશ, મોક્ષકે ધીશ, ભકતકે સુખકર,
અસુરનકો માર હટાએ નાથ શ્રીરઘુવીર;
સુનો અરજ. મોકું હય ગરજ, સદા શ્રીહર હર,
લે જન્મ પાપકે દુઃખ થકયો ત્યેં મર મર. શ્રીરામ. ૧
વિષયમેં અંધ નારીકે ફંદ, લાગ્યો મોહે મદશર,
નહીકીએ ધરમ કછુ ધીન, પ્રીતમ ભયંકર;
સુનો અબનાથ, જોડ કહું હાથ દયા તુજ મનધર,
મયે હુવા બોત લાચા કાલકો મનઠર. શ્રીરામ. ૨
તુજ બીનનામ, નહી બીશ્રામ, હુવા સુકર,
તુમ રદયકે માંહી રામ શ્રી ધનુધર;
તુમ દીએ ભકત ઓધાર હાથકો ધર ધર; શ્રીરામ.૩

મયે કામી આપ બહુ નામી, મેરે અવગુન હર,
મેરે પાપ કર્મ નહી પાર, સોહી મન મત ધર;
રખો તુમ ચરન આએ મેં સરન, રામ શ્રીરઘુવીર,
મોહે દેહો ભકિતકો દાન જાચું રચેં ધરીકર. શ્રીરામં૪

લાવણી.

(જરા નિરાકાર જય ગુણઅપાર એ રાગ.)

જય વિશ્વાધાર, શોભા અપાર,
તું નિરવિકાર, તુજ ગુણ ભારી;
છો આદિરૂપ, બ્રહ્માંડ ભુપ,
શોભા અનુંપ, તુજ સુખકારી ૧
અતી શુધ્ધ નામ, તારૂ તમામ,
શ્રી રામ શ્યામ, કરૂણાકારી;
નામીને માથ, કહું જોડી હાથ,
વિનતી શ્રીનાથ, સાંભળ મારો, ૨
કરૂં છું પુકાર, હરતાપ હાર,
મુજને આધાર પ્રભુ છે તારો;
છું નિરૂપાય, કરતું સહાય,
પ્રભુ મારી સાય હુંછું તારો. ૪
માયા અપાર છે પરમ પાર,
તેને નિવાર, હરીહર સ્વામી,
આદી દયાળ છો ભકત પાળ,
રાઘવ સંભાળ, હરી બહુ નામી. ૫

### લાવણી.

રામ નામ તું રટલે પ્રાણી, શા માટે ગોથા મારે,
મસ્તાનો થઇ ડોલેછે પણ કાળ ભમેછે માથે તારે,
યૌવનમાં જન ગાંડો બન્યો ભાન ભુલ્યો ભવિષ્ય તણો,
માયા દેખી મન લલચાયું નામ વિસારયુ રામતણો.
અંગમાં રાતો મદમાતો છાતી કાઢી ચાલેછે,
અભીમાન અશ્વે ચઢી શઠ પર પ્રીયા સંગ માલેછે;
શ્રી સ્વામીને તે ધરમ તણી નિતી નવ જાણી,
મારૂં મારૂં કરીને મુરખ વિસાર્યા સારંગ પ્રાણી.
ઊંચી મેડી આપ બીરાજે છતર પલંગ છે ત્યાં સારા,
હાંડી તકતાને જમરૂખો ગાદી તકીઆ રૂપાળા,
ચાકર નોકર આદી ઊભા ખમા ખમા મુખથી કહેછે,
મનમાં લાલમાન ઘણેલું ચાકરને હાકવોછે.
ઘાલે અંતર તેલ મોઘરો અદન કરેતે મુજ અંગે,
અરનિત ઇચ્છા છે ઉરમાં રમવાને રામાસંગે.
મિથ્યા સુખમાં માલેછે ત્યાં લીધો કઢકડતો.
કહે સુંદરજી માલ ખજાનો રહેઓ અરે રખડતો.
મુવા પછી કરવાને લાગ્યો પુરો પસ્તાવો પ્રાણી,
ક્યાં ગયાં મારા ચાકર નોકર ક્યાં ગઇ મારી રાણી,
માર જમડાણુારેછે બહુ સહન નથી થાતો મુંજથી.
આવે માનું કષ્ટ અત્રેહું કહુ કોનિ આગળ કથી.
દાન પુણ્ય મેં કાંઇ નકયુ નામ રામનું નવલીધું

મિથ્યા સુખમાં મોહી રહીને સારથ કાંઈ ન કીધું,
અહો ! અરે મુજ દેશી મિત્ર શીખામણ સુણજો સારી.
આ કષ્ટથી જો ચાહો ઉગરવા તો ભજો શ્રી મુરારી.
કામ કદી નહીં તજે કોઈને કરો ગમેતેવા ચાળા,
પરમ પદ લેવા ઇચ્છોતો રટો રામ કરલઇ માળા,
રાજા રાણા સરખા મોટાદેવ સરવને વશ કર્યા,
બાંધવ કુંભ કરણ સરીખા, સવાલાખતો સુત બળીઆ,
કોપ સમક્ષ વઢવા ધાતા નહી કોઇથી ડરતા
માહા જોરાવર હતા જોધા પણ ક્ષણું વાર લાગી મરતા
મરવું એતો નિશ્ચે માનો એમાં ભુલ નથી કાંઇ,
કર જોડીને કહે સુંદરજી હરી હર;સેવો સુખદાઇ.

લાવણી

જુઠી માયા જુઠી કાયા જુઠી જગતની છે બાજી.
જુઠુ જગતનું સુખજોઇ ને રહે મુરખ મનમાં રાજી,
માત પીતા સુત બાંધવ નારી સર્વ સ્વાર્થી જાણોને.
સગા સબંધી સરવે જુઠા આ જગતમાં પરમાણોને.
અંત સમે કોઇ કામન આવે સહુ સનેહી અડગા રેશે.
કેડો કંદોરો દોકે દોરો તે સરવે કાઢી લેશે-
બીજું કાંઇ કામ ન આવે પુણ્ય પાપ સાથે રેહેશે.
માટે મારૂં માની લેને ફોગટ ફેરો ન ફરવો,
નિત્ય નામ નારાયણનું લઈ ભવ સાગર ભાવે તરવો,
ઘણીવારનો ભમ્યો ભવમાં પશુ પક્ષીને પેટ પડયો,

ચેતચેતહોચેત ચતુરનર અમુલ્ય અવસર આજ મળ્યો
હરી હીરો હારી બેસાશ પછી પસ્તાવો બહુ થાશે,
અંતસમે જંજીર જડીને જમ દુતો ઉપાડી જાશે.
મોડા વેહ્લા મનુષ્ય માત્રનું કાલ ભક્ષણ કરી જાશે.
કહે સુંદરજીાંસરવ જનોનું અણ ધાર્યું મૃત્યુ થાશે.

લાવણી.

રિદ્ધિ સિદ્ધિ દેખી દ્રષ્ટે મનમાંતુ મલકાતો હશે.
ખબર નથી અજ્ઞાની તુજને આગળ શું પરિણામ થશે.
માયા મારી કાયા મારી દોલત સઘળી મારી છે.
ઉંચીને વળી સહુથી સારીતે પણ મેડી મારી છે.
ગાડી ઘોડાં છે મારાં વળી ગજેંદ્રાદિક વાહન મારા,
હું છું સહુથી મોટો માણસ વખાણ કરે છે સૌ મારાં,
દાસ દાસીઓ કામ કરે છે હજુરી હાજર બેઠા છે.
મુજ સમોવડ કોઇ નથી નર હુંથી સઘળા હેઠા છે.
મારૂં કરેલુ ફરે નહીં કદિ મારૂં લોકો માન્ય કરે,
હું મુખથી જે બોલું કાન તે સુણવા સહુ શ્રવણ ધરે.
કામો મોટા કીધા છે મેં બીજાઓથી થાય નહિં,
જ્યાં મારૂં ત્યાં બાણ લાગે ઘા ખાલી કયાંઇ જાય નહિં
કઇક જનોના શિર નખાવ્યા કઇકને બે હાલ કર્યા,
કઇક સ્ત્રીના લાજ લુંટી છે, કઇક જનોના ધન હર્યા,
થયો નથી મારા જેવો જન થશે નહિ બીજો કોઇ,
(ક્રિયા કળા અદભુત કરૂં હું શાસ્ત્ર સઘળા તે રહે જોઇ.

એવી રીતે નિજ અંદર ભીતર ઘાટ ઘડે ખોટે ખોટા;
મેં મારૂં કરતાં કરતાં નર નાશ થયોછે છોટા ખોટા.
નારી નખરાં કરતી સારાં પ્યારાં તે તુજને લાગે,
રામરસનો ત્યાગ કર્યો તે રસીલી રસ મુખથી માગે,
લક્ષમીની લાલચમાં લોભી લક્ષમી વરને ભુલી ગયો,
લક્ષ કોટી ધન નિરખી નજરે મુઢમતિ ખુબમસ્ત થયો.
કોટી યત્ને ભેળી કરી શ્રી તદપિ નથી અંતેતારી,
પ્રાણાંતે સઘળું લઇ લેશે કાયાને દેશે બાળી.
ભડ ભડ ભઠ બડ વળે બીજા ભડકા જન મન ભયકારી.
એક દિવસ એવી રીતે દ્રઢ ફુકી દેશે કાયાતારી.
જે મૃતિકા નિજ પદ કચરેછે તે મૃતિકામાં મળવું છે,
મનમાં મારૂં માની રહયો પણ અંત બધું પર હરવુંછે.
મરવું કયારે થાશે પ્રાણી તેનું નથી તુજને ભાન,
વચન મારૂં લાગે સારૂં તો મુખથી બોલો શ્રીરામ.
રામ નામ બોલો મુખથી સૌ સુંદરજી હું આજે કરૂં,
રામ ચરણ રજને બલિહારી રામ ચરણ મમ શિશધરૂ.

## લાવણી.

ક્ષણ ભંગુર આદેહ તમારો ક્ષણ ભરમાં તે નાશ થશે;
સુંઢમતી માને નહિ મારૂં પણ પાછળ પસ્તાવો થશે,
નાશવંત છે જગત બધું આ અચળ નથી કાંઇ રેવાનું,
સાચુ નામ શ્રીરામ તણુંછે બીજું જીઘણું કહેવાનું,
રહ્યા નહી કોઇ રાણી જાયા ગજાસનના કરનારા,

મરણ પામ્યા પામેછે વળીછે તે પણ નહિ રહેનારાં,
દિપક મારૂત સ્પર્શ વળે જેમ પ્રલય દશાને પામેછે.
એવીછે આ કાયા તેને સત્યકરી સીદ માને,
સુકૃત કરવું કુડપર હરવું ધરવું ધ્યાન ધરણી ધરનું,
સ્નેહ સહિત નિતસ્મરણ કરવું જગત નિયંતા હરિહરનું
ભય ભરપુર ભરેલોછે નર અવર કાંઇ કરવાથી,
નિર્ભય નામ શ્રીરામ તણું છે સુંદરજી કહેછે કથી.

---

## થાળ સંગ્રહ.

### અલંકાર નવમું.

(રાગ ઝીંઝોટી.-બંઝારા.)

સખી મોતીડે ચોક પુરાવ્યા, જમવાને જગપતિ આવ્યા
સામઇઓ સમાજે કીધું, ચરણામ્રત મંજુલ લીધુંરી;
મેં મિદરમાં પધરાવ્યા જીમવાને. ૧
સામગરી થઇછે તઇયારી, ભરીનિર મધુરથી જારી;
ત્યાં ગાદી ગલીચા બિછાવ્યા. જીમવાને. ૨
કીધી આરતીમે. અનુરાગે, બાજોઠ ધર્યા પ્રભુ આગે;
લૈ પકવાનો પીરસાવ્યાં. જીમવાને. ૩
દુધપાક ખીર સુખદાઇ, ઘ્રત સાકર ખાંડ સવાઇ;
દહીં દુધ પાત્ર ભરાવ્યાં. જીમવાને. ૪

શીરો પુળી સેવ સુંવાળી, લાડુ લાપસીઓ ત્રધારી;
મગદળીઆ સરસ બનાવ્યા. જીમવાને. ૫
રસ કીણો આંબા ગોળી રોટલીઓ ઘ્રત માંહે બોળી.
માલ પુડા મધુર ધરાવ્યા. જીમવાને. ૬
બાસુદી પુડલા પ્યારા, જમો જીવન નંદ દુલારા,
ગડ પાપડી પાક બનાવ્યા. જીમવાને. ૭
પેંડા ગાઠીઆ બરફી ન્યારા, મેસુ પાક બુંદી પ્યારા;
સાટા સાકરથી ગળે ફાવ્યા. જીમવાને. ૮
સુત્રફેણી જલેબી તાજી. કરો માજમથી મન રાજી;
મોહન થાલ પતાસા મગાવ્યા. જીમવાને. ૯
બહુ અથલાં અજબર શાળા, વડા શાક છત્રીસ રૂપાળા,
મૃદુ મેવે રસીક રીઝાવ્યા. જીમસાને. ૧૦
કઢી ખીચડી પાપડ લીધાં, ઘ્રત ધારથી ભોજન કીધાં,
પય સાકર ભાત સિરાવ્યા. જીમવાને. ૧૧
જીમી તૃપ્ત થયાછે મોરારી, લીધો મોછણુશ્રીગીરધારી
નિજ જનનાં તાપ સમાવ્યાં. જીમવાને. ૧૨
જાવત્રી એલચી પ્યારી, કાથો ચુનો લવીંગ સોપારી;
મુખ વાસ મોવન મન ભાવ્યાં જીમવાને. ૧૩
દેવીદાસના અંતરજામી, મુજ મેર કરો બહુંનામી;
આનંદ અતિ ઉપજાવ્યાં. જીમવાને. ૧૪

(રાગ લાવણી તાલ કાફી)

વાતડિ સુણુ સજની મારી (૨)
આજ અમારે મંદીર પધાર્યાં મોહન ગીરધારી,

કરી અંતર મરદન અંગે. (૨)
મંજન નીર ગુલાબથી કીધું, જમુના જલ ગંગે;
પેરી પટ પીતાંબર અંગે (૨)
પ્રાણપતિ બાજોઠ બીરાજ્યાં નિજ જનને સંગે;
પાણી સીતલથી ભરી જારી. (૨) આજ. ૧
થાળમાં પકવાનો ભરીને (૨)
સાટા જલેબી ગગન ગાંઠીઆ પરસાવ્યાં હરીને;
બરફી પેડા પિરસ્યા ફરીને (૨)
જીમવા બેઠા જગત પતિ મુજપર કરૂણા કરીને;
નેત્રમેં સફલ કર્યાં નેહારી. (૨) આજ. ૨
બુંદીઆ મગ દળીઆ કરીઆં (૨)
મોહન થાળ મેસુક પતાસા પ્રેમે પીરસાવ્યાં;
મધુર મેવા પ્રભુને ધરેયાં (૨)
હલવો પાક ગુલાબી પાપડ ઘ્રત માંરે તરીયાં,
સુત્રફેંણી સ્વાદી થઇ સારી (૨)
દુધપાક બાસુદી પુડીઓ માલ પુડા પ્યારા;
રોટલી ઉપર ઘ્રત ધારા (૨)
ભાત ખીચડી દાળ તીખા તમખારાં,
લાપસી કીધી તીરધારી (૨) આજ. ૪
દુધ દહી દોધા ભય ભંજન (૨)
આરોગ્યાછે અનંત અથાંણાં ગીરીવર ગર્વ ગંજન,
કઢિ કાચરીએ હોલ રંજન (૨)

શ્રીખંડ ભજીઆ વડાં રાઇતાં છત્રીસે વ્યંજન,
ભાવ ધરી જીમજો મુરારી (૨) આજ. ૫
મધુર જલ પી મોછાણુ લીધાં (૨)
કાથો એલચી લવીંગ સોપારી પાન બીડા લીધાં,
પ્રેમ રશ પાયાંને લીંધાં (૨)
દેવીદાશના સ્યામ થકી મુજ કારજ શૌ સીંધાં;
પ્રીતડી પુરવની પ્યારી. આજ. ૬

થાળ

ગોવાલ બાલ લાલજીમે મદન ગોપાલ,
લાલ સોનેકા થાલ, ઉસમેં જીમે પાના લાલ, ગોવાલ,
હાંરે આગે આઇ જશોદા માઇ,
વાંકુ સંગ સોહાઇ શિક્ષા લઇ આઇ હે સાચ,
પુડતી નાંખી ઉસીમેં ભાંત આએરી આકીજાત,
ચંપે મોગરેકા તેલ, કસ્તુરી ધુપેલ મરદન કરો કનૈયા
લાલ. ગોવાલ.
હાંરે જારી જમનાંકી ભરલાઇ, ત્રાંબાકુંડીમે ટલવાઇ:
બાજોઠ પર બેટવાઇ, દેખો લાલકી સફાઇ,
એક ગોપી, લાવે ટોળી, હીરા સાંકળી અબોટી,
લીયો પીલે પીતાંબર સાલ. ગોવાલ. ૨
હાંરે પ્રથમ મેવા લાઇસાર, પાપુ બડે બડે દો ચાર,
સેતુ જાંબુહે ગીરધાર, ફેળ સફેળ સુ

પપનુસ દાડમ રખે પાસ ચણીએ બોર લંબે બોર
નવે બોર;
નવી લાઈરે અકોર, ઉસકી નવી હેજાત. ગોવાલ. ૩
હાંરે સાફ કરની હૈં બદામ, ખારેક મીઠી હે તમામ,
પીસ્તે હલવે ગુડ ધાન, નારંગી, દોરંગી ભોરેભકી,
રંગી સંગી ખટીમઠી, ઠંડી હે દ્રાખ ગોવાલ. ૪
હાંરે શીરો પુડીને દુધપાક, ઢાલો ચાવલીને ધરાખ,
ઉપર સકર બુરાસાંફ શીખંડ બાસુદીકા થાલ.
લાડુ મગદડી એકા સારા ખમણ હલવે ખુબી વારા,
આંટા જલે બીકા ન્યારા, બુદી છુટ લયો પ્યારા,
મોરે ખાજે તાજે પેડે ગુણ ગુણ આપ આપકું ગાજે,
પ્રભુ કીજે મુજે ન્યાલ ગોવાલ. ૬
હાંરે લાવી વૃજથી મકુર, બ્રંજ બની ખુબાખુબ,
રખે પાવેકા ગુલ ગુલે ઠોર રૂડે માલ પુંડે,
બડે રખે પાપડ વડે. ઉસકું અછીરીતે ચાહો ગોવાલ. ૭
હાંરે રોટી જીરા સાઇ ભાંત, સુંદર શાક પાકહે જાત,
ભીંઢા વાલોળ વટાળા, સુરા ગલકારી કારેલા,
કડી વડી હેં જાજી, કડ કડ ભાજી લાઇ તાજી.
સુવર્ણ ગીમોડીકા શાક' ગોવાલ. ૮
હાંરે કેરી આદુ લીંબુ સાર, રખે થાલમેં આચાર.
સ્વાદ ગરમ રકાહેં ન્યારા, પાવે પ્રેમે મોહન પ્યારા.
નીર મીરચે લીંબે ભારી, લીખા લવેંગે ગીરધારી

દહી દુધ છાશહેં મોરી, રખી માખણ ઓર કટોરી.
ઉસકું જુદા કરો લાલ. ગોવાલ. ૯
ચટણી આંબલી સેં બનાઇ, આલશ પથરપર ગું ટવાઇ.
કોથમરી મરચેનીરે ધાણે, દુજે મરીકેહય દાણે;
ઈંન્દ્રજીરો મીઠો ઢાલ. ગોવાલ. ૧૦
હાંરે સોનેકી સીતલ જલ જારી, પાણી લીજો
શ્રી ગીરધારી;
પાન લવીંગ સોપારી, બીડલા બનાવું બાનવારી;
મુખડા હોજા એંગા લાલ. ગુવાલ ૧૧
હાંરે ઘેલી ગોપી જોડ ગાવે ઉસકો પારકો નપાવે,
નટવર નાગર બેન બજાવે, સબ સખી આરતી ઉતારે;
પ્રેમસુંપુષ્પ ચડાવે, દર્શન દેજો શ્રીનંદલાલ. ગોવાલ ૧૨

થાળ.

વિઠલ વેઆરૂ કરવા વેલા આવજો, સાથે નાના છોકરા
ને લાવજોરે. વિ. ૧
મેંતો દુરથી દીઠા પ્રભુને આવતાંરે, મારા રુદય કમલ
માં ભાવતાંરે. વિ. ૨
મેંતો મગને મેથીનાં કર્યા ઢોકરાં, સાથે તેડી લાવોનાના
છોકરાં. વિ.૩
મેંતો સરસ સાભુણી શીરો કર્યો, તેને ત્રાંબાનાં ત્રાંશ
માં ટાઢો કર્યો વિ. ૪

મેં ચોખા રાંધ્યાં કમોદનાં, પાસે પાપડ સેકયાં પુનમ
ચંદનાં (વિ. ૫
મહેતા નરસિંઆના સ્વામી ભલે મલેયાં,
મારા જનમ મરણનાં દુઃખ ટળેઓ. વિ. ૬

થાળ.

ભોજન મન ભાવતા લેઓને માવા. ટોઢ.
પય પકવાના મેવા મીઠાઇ, ખંત કરી રસોઇ બનાઇ;
નહીં નોતું પડે જદુરાઇ. ભોજન. ૧
પુડી જલેબી ઘેવર ઘીનાં, કંચન થાર ભરો ભર ભીનાં.
સરવે અમૃત ભોજન મસરીનાં ભોજન. ૨
સુરણ તણાં રતાલુ તેવા, ભોજન બહુ બનાવું એવાં;
ગીરધર મોઢેથી માગી લેવા. ભોજન. ૩
જલ જમુનાની ભરીછે જારી, મંજન કરોને મંગળકારી;
પછે આલુતે પાન સોપારી. ભોજન. ૪
જોઇરહ્યા હોય રાજ તમારી, સુંદર સેજ બીછાવું સારી,
હું તો તનમન જાઉં બલેહારી. ભોજન. ૫
હીરા મોતી હેમ ઘરેણાં, પ્રેમે લઇ પેરો પટ જીણાં;
રસ ભીનાં ભુધરજીનાં નેણા. ભોજન. ૬
દાસ પ્રીતમનાં સ્વામી સામળીઆં હેતે પ્રીતે અફકુ
ઠરીઆ,
મારા તનનાં તાપ સરવે ટળીઆં. ભોજન. ૭

## થાળ.

આરોગો નરસંગ માહા પ્રભુ, આરોગો નરસંગરે.
છપન ભોજન છત્રીશે વ્યંજન, નાના વિધિનાએ રંગરે.
આરોગો. ૧
લક્ષ્મીજી ભોજન આપ સુધારે; મનમાં ધરી ઉમંગરે.
પન વારો નારદ મુની લાવે, જલ ભરી લાવે ગંગરે.
આરોગો. ૨
ભાવ પ્રીતસેં ભોજન કીધાં, તુમહોં પ્રાણ આધારરે.
અંતરકી ગત અંતર જાણો, સબ વિધિ જાણુન હારરે.
આરોગો. ૩
ઇંદ્રસાર આરતી લૈ આવે, દુર કરો પટ ચીરરે;
શીવ સનકા દિક ચમર ઢરાવે ગાવે દાશ કબીરરે.
આરોગો. ૪

## થાળ.

દુધ પીઓને મારા પ્રાણ સ્નેહી રામચંદ્ર રઘુરાઇરે;
કવલી ગાયનો દુધ ડોયું, ડોયું સાકર ડારી માહેંરે.
દુધ૦ ૧
જાય ફલ એલચી કેસર ડારી, પસ્તા છાંવજ
છાંઇરે. દુધ૦ ૨
પ્રેમ પ્રીતસે દુધજ ઠારયો, આગલ ધરયો આઇરે. ૩
જીણો જીણેવાએ દુધજ ઠારયો, પ્રભુ મનમેં
મુસકાઇરે દુધ૦ ૪

આચમન જીતે ચમર ઢરાવે, જાનકી દુધજ પાઇરે. દુ. ૫
સીતલ જલ જોરી ભરી લાવ્યા, જલગંગા જલમાંહેરે
દુધ૦ ૬
પાન સોપારી બીડલો સુધારયો, લેઓ મુખમેં
રઘુરાઈરે. દુધ૦ ૭
નારાયણ સાહેબ સતગુરૂ શરણે, અરજ અમારી
ઈહરે. દુધ૦ ૮
અવીચલ ભકિત આપો સ્વામી, દીન દયાળ
ગુશાંઇરે. દુધ૦ ૯

થાળ.

લાલજી પેઆરો લાડ કરત બ્યારૂ, લાલજી પ્યારો લાડ
કરત બ્યારૂ;
રતનસિંહાસન બાજોઠીઆ લાવું, તાંપર કંચન થાર
બ્યારૂ. લાલજી ૧
મેવાને મીસરી ઓર બાસુદી, ફીણેલા દુધ અતિસાર
લાલજી૦ ૨
પુડીને રૂડી તરત જલેબી, બુદીઆ અતિ ઘણા સાર.
લાલજી૦ ૩
જલ જમુનાની જારી ભરી લાવું, વરજ વનીતા સંગે
ગોવાલ. લાલજી૦ ૪
ફેરી આચમન સીંહાસન બેઠા, સાવરી સખી
બલેહારી લાલજી૦ ૫

## થાળ.

પધારો વનમાળી, વનમાળી;
મેં તો કરી છે ઠાકર થાળી, પધારો વનમાળી. ૧
મૈ તો ગરીબ તેરી દાસી, તમ પ્રેમકે રહો પ્યાસી;
દાસીની પુરજો આશી. પધારો૦ ૨
ભાત ભાતનાં લાવું મેવા, આ રોગો વાસુદેવા;
ભવનીએ રજની રેવા. પધારો૦ ૩
સાકર દ્રાખ ખજુરી નથી, નથી બાસુદીને પુરી;
મારે સાસુ નણંદ નીસુરી. પધારો૦ ૪
જલ જમુનાની છે જારી, લાવ્યા લાવ્યા રાધે પ્યારી;
તમે આચમન કરો ગીરધારી. પધારો૦ ૫

## થાળ

પાતળીઆ પ્રીતે જીમજોરે પ્રીતમ પ્યારા,
દેવકીના જાયાં પાક પીરસ્યા છે પાન વાડે,
માંહે શાક મેલેયાં હાંરે. ૧
દેવકીનાં જાયા ઘેવર પેડા બરફીને બાસુદી,
માંહે મેલેયાં મોદક બુંદીરે. ૨
દેવકીનાં જાયા વડા વડી વાલ વટાણાં,
આપે આ આદુના અથાણાંરે. ૩
દેવકીનાં જાયા ભરાવી રાખી જમુનાં જારી;
ઉપર ચાવો પન સોપારીરે. ૪

દેવકીનાં જાયા શીવજી માથે કેશવ કૃપા કીજે
દાશ જાણી દરશાન દીજે. ૫

## આરતી સંગ્રહ.

### અલંકાર ૧૧ મું.

#### શ્રી ગણપતિની આરતી

જય દેવ જય દેવ જય ગણુપતી દેવા. પ્રભુ જય ગણુ
પતિ દેવા;
શરણ રહી હું ત્યારે કરૂં નિત્ય સેવા. જય. ૧
સીંદુર શોભે શરીરે, કંઠે મુકતા માળ, પ્રભુ.
દુર્વાથી પ્રસન્ન થાઓછો, ભકતોના પ્રતિપાળ. જય. ૨
મોદક જેને પ્રીય, અતિ સુંદર લાગે. પ્રભુ.
આનંદ આરોગે, ઘંટ ધ્વની વાગે, જય. ૩
મુસક વાહન પર બેસી, ભકત દુઃખો હરતા પ્રભુ.
દયાકરી દીનો પર, સુખ સરવે કરતા, જય. ૪
રિદ્ધિ સિદ્ધિ દો દાસી કરે વિનાયક સેવા. પ્રભુ.
મન વાંછીત ફલ આપો, ભજે ગણુપતિ દેવા, જય. ૫
ગણુપતિની આરતી જે, ભાવે ગાશે. પ્રભુ.
ભણુત વલભભ શર્મા કૈલાસે જાશે. જય. ૬

## મંગળ આરતી અષ્ટક.

જય હરિ હર સ્વામી, પ્રભુ જય હરિ હર સ્વામી,
ઘટ ઘટમાં છો વ્યાપી. સરવાં તર યામી. જય.ટેક.
સચ્ચિદા નંદ સ્વરૂપ, જય મંગળ ધામાં,
ભક્ત ભવાબ્ધી તારણ, જય રહય રામા. જય. ૧
જ્ઞાન ધામ નિધનામ સર્વેશ્વર દેવા. પ્રભુ.
શરણા ગત વત્સલ વિભુ, નહી કોઈ તમ જેવા. જય.૨
દયા સિંધુ સુખરૂપ, અનહદ ઉપકારી. પ્રભુ.
શું ઉપમાં હું આપું અલ્પ મતિ મારી. જય. ૩
કૃપાનાથ કૃપા કરી, મન વાંચ્છીત આપો. પ્રભુ.
ક્ષમા કરો અપરાધ, પાપ સકલ કાપો. જય. ૪
માત તાત મહારાજ. નમું હું તમ ચરણે, પ્રભુ.
સત્યરૂપ સાક્ષાત, આવ્યોછું શરણે. જય. ૫
જન્મ મરણનું જોર મુજ માથે ભારી, પ્રભુ.
દયાકરી દીન વત્સલ તે નાંખો ટાળી. જય. ૬
કામ ક્રોધ અહંકાર, સબળ શત્રુ માથે, પ્રભુ.
તમ વિણએ નહી ટળશે. પ્રભુ ધરજો હાથે. જય. ૭
મંગળ આરતી ગાઇ સર્વે સુખકારી. પ્રભુ.
કહે રાઘવ કર જોડી, જાવું બલેહારી. જય. ૮

### શ્રી સુર્યનારાયણની આરતી.

જય દેવ જય દેવ જય ભાનુદેવા પ્રભુ જય ભાનુ દેવા.
જલ ચલમાં છો વ્યાપક કરે સૌ સેવા. જય.૧

ચૌદ બ્રહ્માંડે પ્રકાશો, તેજ અતિ ભારી. પ્રભુ.
પ્રાણીના કષ્ટ હરોછો, છો અતિ સુખકારી. જય. ૨
સીત તણાજે દુઃખ આપ સર્વે કાપો. પ્રભુ.
તેજ રૂપ પ્રકાશો, ભકતોને સુખ આપો. જય. ૩
પ્રત્યક્ષ દેવ પ્રભુ સૌ કોઇ જાણે. પ્રભુ.
દર્શન આપોછો દેવ, ભકત સુખ માણે જય. ૪
સકલ વસુનાથ, છો સત્ય સરષ્ટા, પ્રભુ.
જીવ તણી સર્વ કૃતિના, છો નિશ્ચય દ્રષ્ટા. જય. ૫
મુજ જીવતછે નાથ હાકે બધું ત્યારે, પ્રભુ.
તુજ વિણુ કોઇ નથી પ્રભુ અન્ય શરણ મારે. જય. ૬
કર જોડી પરમેશ્વર પાયતુજને લાગુ પ્રભુ.
તુજ સંનિદ્ધ આવી પ્રભુ, પાપ ક્ષમા માગું. જય. ૭
દયા ધર્મનુ મુલ એનિશ્ચય માનું. પ્રભુ.
સદા સધર્મ ચરણે રહી સત્ય ચાલું. જય. ૮
એ સન્મતિ મહારાજ, મુજ દીનને આપો, પ્રભુ.
શુભ કિર્તન કરીને પ્રભુનાં જપું મંગળ જાપો. જય. ૯

શ્રી અધિક પુરૂષોતમ માસમાં ગાવાની આરતી.

જય દેવ જય દેવ જય પુરૂષોત્તમ દેવા પ્રભુ જય પુરૂષો
તમ દેવા,
પાપ રૂપ મલમાશે કરી આપની સેવા. જય. ટેક
ઉત્તમ પદવી આપી, આપ થયાં પ્રસન્ન, પ્રભુ
દયાકરો મલ ઉપર આપ્યાછે દરશન જય ૧

સહદેવ નામે વિપ્ર ઉગ્ર તપ કીધું. પ્રભુ
ગરૂડે ચડી પધાર્યા શ્રેષ્ટ પદ દીધું જય ૨
કુપીએ શ્નાન કરી ભાવેથી સેવેયા પ્રભુ
કૃપાકરી કુપી ઉપર દેવ વિમાન આવ્યા જય ૩
ચીત્રસેન એક રાજા દીપદાન કર્યું, પ્રભુ
પ્રસન્ન થયા પ્રભુતે પર કુષ્ઠ સર્વે હરયું જય ૪
ઋષી સ્ત્રીની પરિક્ષા નારદજી આવ્યા પ્રભુ
લોખંડના ચણા માંથી દારીઆ બનાવ્વાં જય ૫
દ્રૌપદીની લાજ રાખી કારજ સીદ્ધ કીધાં, પ્રભુ
કામ્યક વનમાં આવ્યાં કષ્ટ હરી લીધાં જય ૬
ભકત જનોને કારણે અનેક સ્વરૂપ ધર્યાં, પ્રભુ
અનેક પ્રકારનાં દુઃખો સરવે હર્યાં જય ૭
પુરૂષોતમની આરતી જે ભાવે ગાશે પ્રભુ
વદત વલભરામ શર્મરે ગો લોકે જાશે પ્રભુ જય ૮
ભકત આધીન ભગવાન, ભકત દુઃખો કાપે પ્રભુ
ભાવ થકીજ સેવે તેને વૈકુંઠ આપે જય ૯

શ્રી રામ ચંદ્રજીની આરતી

જય-જાનકી નાથા પ્રભુ જે રઘુનાથા;
દોએ કર જોડી વિનવું, પ્રભુ મોરો સુણો દાતા જય ૧
તુમ રઘુનાથ હમારે પ્રાણ પીતા માતા, પ્રભુ
તુમહો સજન સંગાતિ ભકિત મુકત દાતા જય ૨
ચોરાશીકા બંધ છોટાવો માટાવો મ ત્રાસા પ્રભુ

નિશીદીન પ્રભુ મોરે રાખો અપની સંગ સાથા જય ૩
સીતારામ લક્ષ્મણ ભરત શત્રઉઘન સંગ ચારો ભૈયા
જગમગ જોત બીરાંજે શોભા અતિ રહીઆ; જય. ૪
હનુમત નાદ બજાવે નેવર ઠીમ કૈયા, પ્રભુ.
સુવરણ થાર આરતી કરત કૌશલ્યા મૈયા. જય. ૫
કિટ મુગટ કર ધનુષ્ય બીરાજે શોભા અતિ ભારી, પ્રભુ,
મણીમય દરશનકી પલ પલ બલેહારી જય. ૬
દાશ આપણો નરસિંહ રામ ગુણ ગાવે પ્રભુ.
વિનયથી વિનવેછે સુને પ્રભુ ભકિત ભાવે. જય. ૭

શ્રી સત્ય નારાયણની આરતી

જય લક્ષ્મી રમણાં પ્રભુ શ્રી લક્ષ્મી રમણાં;
સત્યનારાયણ સ્વામી જન પાતક હરણા જય. ટેક
રત્ન જડીત સિંહાસન અદભુત છબી રાજે પ્રભુ.
નારદ કરત નિરાંજન ઘંટ ધ્વની વાજે, જય. ૧
પ્રગટ થયાં કલી કારણ દ્વીજકું દરશન દીઆ પ્ર૦
મધ બ્રાહ્મણ વણીક કંચન મેલ કીઆ જય૦ ૨
દુરબલ ભીલ કઠોઆરો, જીન પર કૃપા કરી, પ્ર૦
ચંદ્ર ચુડ એક રાજા જીનકી વિપતી હરી જય૦ ૩
સો ફલ ભોગવ્યો પ્રભુજી, ફેર સ્તુતિ કીની. જય૦ ૪
ભાવ ભકિત કે કારણ ભીન ભીન રૂપ ધરયાં, પ્રભુ.
શ્રદ્ધા ધારણ કીની તેના કારજ સરયા. જય, ૫
ગ્વાલ બાલ સબ રાજા વનમેં ભાકત કરી, પ્રભુ.

મન વાંચ્છીત ફલ આપ્યો, દીન દયાલ હરી જય. ૬
ચઢત પ્રસાદ સવાયો કદલી ફલ મેવા, પ્રભુ.
ધુપ દીપ તુલશીથી રાજી સત્ય દેવા. જય. ૭
શ્રી સત્ય નારાયણની આરતી, જે ભાવે ગાશે. પ્રભુ.
કહેત વલ્લભ રામ શર્મા વૈકુંઠે જાશે. જય. ૮

શ્રી ગુરૂ દેવની આરતી.

જય સદગુરૂ સ્વામી, જય સદગુરૂ સ્વામી;
ઘટ ઘટ પુરણ પોતે સરવાંતરયામી; જય. ટેક.
દયા સિંધુ સુખ રૂપ, અનહદ ઉપકારી; પ્રભુ.
શું ઉપમાં હું અરપું, જાય મતી હારી. જય. ૧
જન્મ મરણ જલ પુરણ, સુખ દુઃખ મચ્છ રહયાં પ્ર.
એવા ભવથી તારયો, ગુણ નવજાએ કહયા. જય. ૨
હવે થયો કૃત્ય કૃત્ય, નિમગ્ન આત્મ પદે, પ્રભુ.
સ્વપ્ન તુલ્ય જગ જાણુ, બ્રહ્માનંદ મધે. જય. ૩
વેદ ગુરૂ ઇશ્વરને, પુનઃ પુનઃ પ્રણમું; પ્રભુ.
આયુલગી અનુંચર થઇ, તવ ચરણે વિરમું જય. ૪
એક રહયું છે અશકય, અન્ય અશકય ખરૂં. પ્રભુ.
આત્મ જ્ઞાન તુલ્યે કું, પ્રત્યુપકાર કરૂં જય. ૫
સમજી રહું છું શાંત, આપ કૃપા બલથી; પ્રભુ.
ડોસાને ઉગારયો, તારયો ભવ જલથી. જય. ૬

શ્રી શંકરની આરતી.

આસરે ધ્યાન હરિહરકા હારે, કર આસન વાઘંબરકા;

આગડબંબ આગડબંબ ડિમાક ડિમાક શિવજે ડમરૂ
શિવશંકરકા.
અંગવિભુતિ લગાવ દિઆ શિવ હાથલીયા નિશદીન
ગોલા;
કૈલાસ હોઈકર લોટે મસાણુમેં એ સાહેબ શંકર ભોલા.
ખોપરીમેં ભોજન કરતાં ગીરજા હૈસો અરધાંગા;
સુરનર મુનિવર ધ્યાનધરે કોઇ દેવતાહે અદ્ભુતા.
અગના ત્રીસુલસે ત્રિપુરાસુર માર્યો નંદી કીયો અધિકારી
નાગનકેરા કુંડલ બીરાજે ચડે બેલકી અશવારી.
કુડીરે કુરકા લેકર ગોર ઘુંટ પીલાઓ નીસદીન ભંગા;
ગલે રૂંઢકી માલ બીરાજે જટજુટ શીર વહે ગંગા.
બીયસેં કંઠ હુઆ જબ નીલા રામનામ મુખસેં બોલા;
ઠંડાસીતલ લેહેર હુવા જબ પ્રેમ મગનમે શીવ ડોલા.
જો કોઈ માગે ઉનકું દેવે એ સાહેબ શંકર ભોલા;
આક ધતુરો આપ આરોગે દુધદુર કોઇકું દેતા.
શીંગી શેલી શીવકું સોહીએ ઝોલે ભરવા બહુ રંગા;
કર ડુંડી શીર છત્ર બીરાજે ગોદડીહે નવ રંગા.
એક રાની તારે ગોરા પારવતી દુજી રાની શીવ
અરધંગા;
ત્રીજી રાની અસલ બીરાજે જટાજુટ શીર વહે ગંગા.
એક રાની તોરે ચંદન ઘસતી દુજી જલભર લાવેંગા;
ત્રીજી રાની ધુપદીપને ચોથી જોત લગાવેગા.

તુકારામ ઉસ્તાના ઓરે સાહેબ એ હેસો બહુરંગા;
દેખ દાખવા પોથી પુરાણમેં મતકર બાતો અગડબંગા.

શ્રી દરિયા દેવની આરતી.

જય દેવ જય દેવ જય દરિઆ દેવા. પ્રભુ જય૦
ઉપદેશ આપો મુજને કરૂં તારી સેવા. જય. ૧
છો અખંડ જોત પ્રકાશા, હું વરણવું શું તુજને, પ્રભુ
શુ ગુણ ગાવું તારા પામુન પાર મનને. જય. ૨
ઉર રાખી દિલભાવ, વંદીએ વારંવાર, પ્રભુ.
કરૂણા કરો સઉ ઉપર, ઉતારો ભવ પાર. જય. ૩
મહા મહિમાછે દેવ, તુજ તણો આદિ માસ, પ્રભુ.
પુંજેછે બઉ જગત રાખીને વિશ્વાસ. જય. ૪
જલ રૂપેછો વ્યાપક, સર્વે અંતર જામી. પ્રભુ.
મન કામના પુરો વરૂણ દેવ સ્વામી. જય. ૫
દરીઆ લાલની આરતી જે ભાવે ગાશે, પ્રભૂ.
ભણત વલભજી શરમા, સુખ સંપતી થાશે. જય. ૬

શ્રી હનુમાનજીની આરતી

જયદેવ જયદેવ જય બજરંગ બાળા પ્રભુ૦ ટેક.
વાયુ કેરા પુત શ્રીરામ તણાછો દુત અંજની કે લાલા.
જય. ૧
તેલ ચડે સીંધુર આકડાની માળા, પ્રભૂ.
અડદ ચડે આનંદે કંઠે કરણ માલા આજ્ઞા રામ તણી
થઈ તમને અલબેલા, પ્રભુ.

શીતા શોધ લાવ્યા લંકા જઇ વેલા. જય૦
વચન સુણીને વેગે ગઢ લંકા ચાલ્યા પ્રભુ.
સત્વર થયાં તેણીવાર જેને રામ ઘણાં વાલા. જય. ૨
દીશે લોચન રાતા. પ્રભુ હોંકરો કર્યો, પ્રભુ.
ગડગડે આ ચૌદ બ્રહ્માંડ ધ્રુજવતા ધરીઆ, જય.
ગીરી ઉપર ચડી કુદ્યા બળ અંગ ધર્યો. પ્રભૂ.
ગીરી પાતાલે ચાંપ્યો પાર મેલ્યો દરીઓ. જય.
આવી મલ્યા શ્રીમાતને દુઃખ નાંખો ટાળી; પ્રભૂ.
પ્રથમ કરી પ્રણામ મુદ્રીકા આપી, જય.
પ્રસન્ન થયા તવ માન દયા દલમાં વ્યાપી પ્રભુ.
વજ્ર રહેજો તુજ દેહ અવીચળ પદ આપી. જય.
સમુંદર પર સેતુ બાંધી સેન્યા સરવે ચાલી પ્રભૂ.
રામ લક્ષ્મણ લઇ સ્કંધે વિભીશણ જાવે. જય.
સુવેલુ પરવત પર આવ્યા જુદ્ધ કવવા પ્રભુ.
લક્ષમણજીને માટે દ્રોણાચલ લાવ્યા જય.
અંતરીક્ષ ઉતરેઆ આવીને બેઠા. પ્રભુ.
અહી મહી રાવણ માર્યા દેવી થઇ બેઠા. જય.
હઠીલા હનુમાન શ્રીરામને વાલા, પ્રભુ.
ભરત કહે કર જોડી, અસુર સંહાર્યા જય.
એહનુંમાનનીં આરતી જે કોઈ ગાશે, પ્રભુ.
વદે દયારામ શરમા વઈકુંઠ જાશે. જય.

સમાપ્ત.

"વિદ્યા વર્ધક પુસ્તકાલય" ના માલેક, કચ્છ
સુમરી રોહાનિવાસી વ્યાસ, દયારામ રતનસિંહ
શર્મા યોજિત પુસ્તકોની ટુંક યાદી.



| | | રૂ. આ. પૈ. |
|---|---|---|
| ૧ | વિવિધ બોધ [illegible] (બાર ભાગમાં)...... | ૧—૦—૦ |
| ૨ | રત્ન પ્રબોધ વચનામૃત સહસ્ત્રી.............. | ૦—૮—૦ |
| ૩ | ભજન–ભુષણ .............................. | ૧—૦—૦ |
| ૪ | ભકિત–ભુષણ .............................. | ૧—૦—૦ |
| ૫ | દયા સાગર.............................. | ૧—૦—૦ |
| ૬ | પતિવૃતા પારસમણિ.......................... | ૧—૦—૦ |
| ૭ | ચતુર ચિંતામણિ.......................... | ૧—૦—૦ |
| ૮ | સુબોધ સુધાકર.............................. | ૧—૦—૦ |
| ૯ | દ્રષ્ટાંત દર્પણ.............................. | ૧—૦—૦ |
| ૧૦ | શિવ ભજન પ્રકાશ.......................... | ૦—૪—૦ |
| ૧૧ | પાઠ પૂજન (સ્ત્રીઓ માટે) .................. | ૦—૪—૦ |
| ૧૨ | ગોરક્ષા પંચ રત્ન.......................... | ૦—૨—૦ |
| ૧૩ | સંક્ષેપ સંધ્યા.............................. | ૦—૧—૦ |
| ૧૪ | વંધ્યા વિદારણ.............................. | ૦—૮—૦ |
| ૧૫ | વિચિત્ર વાત ચિત.......................... | ૦—૮—૦ |
| ૧૬ | વિદ્યાનંદ સરસ્વતિની વાર્તા.................. | ૦—૮—૦ |
| ૧૭ | યશ ચંદ્રિકા.............................. | ૦—૪—૦ |
| ૧૮ | શિવસ્તવન–ભાગ નંગ ૨ .................. | ૦—૧—૦ |
| ૧૯ | દરિયા દેવની પ્રાર્થના...................... | ૦—૦—૬ |
| ૨૦ | શકુન શાસ્ત્ર.............................. | |

ઠે૦ વડગાદી દરીયાસ્થાન સ્ટ્રીટ જેઠા ધનજી માળો
પોસ્ટ નં. ૩. મુંબઇ.